અસંજ્ઞી પંચેન્દ્રિયના અપર્યાપ્તા અને પર્યાપ્તા; ૧૨
સંજ્ઞી પંચેન્દ્રિયના અપર્યાપ્તા અને પર્યાપ્તા: ૧૪

**પન્નરસહિં** — પંદર જાતના

**પરમાહમ્મિએહિં** — પરમા ધાર્મિકનાં નામ, અંબ, અંબરસ, શામ, સબળ. રૂદ્ર, વૈરૂદ્ર, કાળ, મહા-કાળ, અસિપત્ર, ધનુષ્ય, કુંભ, વાલુક, વૈતરણી, ખરસ્વર, અને મહાઘોષ.

**સોલસહિં ગાહાસોલસેહિં** — શ્રી સુયગડાંગ સૂત્રનાં પ્રથમ શ્રુતસ્કંધનાં સોળ અધ્યાયનાં નામ.

૧ સ્વસમય પરસમય, ૨. વૈતાલિક, ૩, ઉપસર્ગપ્રજ્ઞા, ૪. સ્ત્રીપ્રજ્ઞા, ૫. નરકવિભક્તિ, ૬. વીરસ્તુતિ, ૭. કુશીલપરિભાષા, ૮. વિર્યાધ્યયન, ૯. ધર્માધ્યયન, ૧૦. સમાધિ, ૧૧, મોક્ષમાર્ગ, ૧૨. સમવસરણ,૧૩. યથાતથ્ય, ૧૪. ગ્રંથી, ૧૫. યમકાધ્ય૦૧૬. ગાથા૦

**સત્તરસવિહે અસંજમેહિં** સત્તર પ્રકારે અસંજમ. તે-

૯. પાંચ સ્થાવર અને ચાર ત્રસ ને હણવા તે અસંજમ, ૧૦. અજીવઅજત્ના, ૧૧. અપ્રેક્ષા, ૧૨. અનુત્પ્રેક્ષા, ૧૩. અનાપયોગે પરિઠાવણિયા, ૧૪. અપ્રમાર્જના, ૧૭ ત્રણ અશુભજોગ.

**અટ્ઠારસવિહે અબંભેહિં** અઢાર પ્રકારે અબ્રહ્મચર્ય.

ઉદારિક શરીર સંબંધી કામ ભોગ સેવે, સેવરાવે ને અનુમોદે તે મન, વચન ને કાયાથી એ ત્રણ તેરી નવ અને એવીજ રીતે વૈક્રિય શરીર સંબંધી. ૯-૧૮.

**એગુણ વીસાએ નાયજ્જયણેહિં** — જ્ઞાતા સૂત્રનાં ઓગણીશ અધ્યયનનાં નામ.

મેઘકુમારનું, ૧ ધન્નાશેઠનું, ૨ મોરનાં ઇંડાંનું, ૩ કાચબાનું, ૪ થાવચ્ચા પુત્રનું, ૫ તુંમડાનું, ૬ રોહિણીનું, ૭ મલ્લિ તીર્થંકરનું, ૮ જિનરક્ષિત જિનપાલનું, ૯ ચંદ્રમાનું, ૧૦ દાવદવા વૃક્ષનું, ૧૧ સુબુધિ પ્રધાનનું, ૧૨ નંદમણિયારનું ૧૩ તેતલી પ્રધાનનું, ૧૪ નંદિફલનું, ૧૫ દ્રૌપદીનું, ૧૬ આકીર્ણ જાતના ઘોડાનું, ૧૭ સુસીમા દારિકાનું, ૧૮ પુંડરિક કુંડરિકનું ૧૯

**વીસાએ અસમાહિઠાણેહિં** વીશ અસમાધિનાં સ્થાનક.

૧. ઉતાવળો ચાલે, ૨ પોંજ્યાવિના ચાલે, ૩. જેમતેમ પોંજે, ૪. ઘણાં પાટ પાટલાં ભોગવે, ૫. ગુરૂવાદિક સામે બોલે, ૬. સાધુની ઘાત ચિંતવે, ૭. પ્રાણી ભૂતની ઘાત ચિંતવે, ૮. ક્રોધ કરે, ૯. પારકું વાંકું બોલે, ૧૦. નિશ્ચયકારી ભાષા બોલે, ૧૧. કલેશકરે, ૧૨. અન્યને કલેશકરાવે, ૧૩. અકાળે સજ્ઝાય કરે, ૧૪. સચિત્ત રજે ખરડયું શરીર પ્રમાર્જે નહિ, ૧૫. પ્રહર રાત્રી ગયા પછી મોટે સાદે બોલે, ૧૬. ગચ્છમાંહિં તડ પડાવે, ૧૭. કલેશ ( ગચ્છમાં ) ઉપજાવી માંહોમાંહે દુઃખ ઉત્પન્ન કરે, ૧૮ પોતે તપે અન્યને તપાવે, ૧૯. આખો દિવસ ખાખા કરે, ૨૦. અસુઝતુ આહાર પાણી લીએ. એ વીશ અસમાધિઆ,

**એગવીસાએ સબલેહિં** એકવીશ સબલા દોષ.

**બાવીસાએ પરિસહેહિં** બાવીશ પરિષહ.

૧. ક્ષુધાનો, ૨. તૃષા, ૩. ટાઢ, ૪. તાપ, ૫. ડાંસ મચ્છર, ૬. અચેલ, ૭. અરતિ, ૮. સ્ત્રી, ૯. ચાલવું તે, ૧૦. બેસવું, ૧૧. સ્થાનક, ૧૨. આક્રોશ, ૧૩. વધ, ૧૪ યાચવું, ૧૫. અલાભ, ૧૬. રોગ, ૧૭. તૃણસ્પર્શ, ૧૮. મેલ, ૧૯. સત્કાર પુરસ્કાર, ૨૦. પ્રજ્ઞા, ૨૧. અજ્ઞાન, ૨૨. દર્શન ( સમકિત ) નો.

**તેવીસાએ સૂયગડજ્ઝયણેહિં**—ત્રેવીસ સૂયગડાંગ—
સૂત્રનાં અધ્યયન તેમાં સોળ પ્રથમ શ્રુતસ્કંધનાં તે પૂર્વે કહ્યાં. બીજા શ્રુતસ્કંધનાં સાત અધ્યયન—પુંડરીક ક્રિયાસ્થાનક, આહાર પ્રતિજ્ઞા, અપચ્ચખાણ ક્રિયા, અણગારધ્યયન, આર્દ્રકુમાર અને નાલંદા ( પેઢાલ પુત્ર ) નું. એ ૨૩.

**ચઉવીસાએ દેવેહિં** ચોવીશ ભેદે દેવો કહ્યા છે.

૧૦. ભવનપતિ, ૮. વાણુવ્યંતર, ૫. જ્યોતિષી અને એક વૈમાનિક એવં ૨૪. અથવા તીર્થંકરો ૨૪.

**પણવીસાએ ભાવણાહિં** પચીશ ભાવના, ૫ મહાવ્રતની.

૧. જોઇને ચાલવું, ૨. મન શુદ્ધ રાખવું, ૩. નિર્વદ્ય વચન બોલવું, ૪. નિર્દોષ આહાર પાણી લેવાં, ૫. ભંડોપકરણ યત્નાએ લેવું મૂકવું, ૬, વગર વિચાર્યું બોલવું નહિ, ૧૦, ક્રોધ, લોભ, ભય અને હાસ્યવશે બોલવું નહિં, ૧૧. નિર્દોષ સ્થાનક યાચીને લેવું, ૧૨. સ્થાનકાદિક સુધારવાં નહિં, ૧૩. વગર યાચી વસ્તુ લેવી નહિં, ૧૪. વડિલોનો વિનય કરવો, ૧૫, વસ્તુ સંવિભાગ કરી ભોગવવી, ૧૬, સ્ત્રી પશુ પંડક રહિત સ્થાનક સેવવું, ૧૭. સ્ત્રીની કથા કરવી નહિં, ૧૮. સ્ત્રીનાં અંગોપાંગ વિષય બુદ્ધિએ જોવાં નહિં, ૧૯. પૂર્વેલા કામભોગ સંભારવા નહિં ૨૦. દિન પ્રત્યે સ્નિગ્ધ આહાર ન કરવો; ૨૫. અને પાંચ ઇંદ્રિયો સંવરવી—કાબુમાં રાખવી.

**છવીસાએ દસાકપ્પ વવહારેણું ઉદ્દેસણ કાલેણં** } ત્રણ સૂત્રનાં છવીસ અધ્યયન તે.

૧૦. દશાશ્રુત સ્કંધનાં, ૬. બૃહત્કલ્પનાં ૧૦. વ્યવહારનાં. એવં કુલ ૨૬ અધ્યયન ૩ સૂત્રનાં.

**સત્તાવીસાએ અણગારગુણેહિં**-સાધુજીનાં ૨૭ ગુણો.

પાંચ મહા વ્રત પાળે, પાંચ ઇન્દ્રિય વશ કરે, ચારે કષાય જીતે, ત્રણ ગુપ્તિએં ગુપ્તા, જ્ઞાન દર્શન ચારિત્ર સંપન્ન, ભાવ સત્ય, કરણ સત્ય, જોગ સત્ય, ક્ષમાવંત, વૈરાગ્યવંત વેદના આવે સમભાવે સહે અને મરણ આવ્યે સમભાવે રહે, એ ૨૭.

**અઠ્ઠાવીસાએ આયારપ્પ કપ્પેહિં** | આચારાંગ સૂત્રનાં અડાવીસ અધ્યયન.

૧. શસ્ત્રપ્રજ્ઞા, ૨. લોકવિજય, ૩. શીતોષ્ણિયા ૪. સમ્યક્ત્વ અધ્યયન, ૫. લોકસાર અધ્યયન, ૬. ધુત્તાધ્યયન, ૭ વિમોક્ષાધ્યયન, ૮. ઉપધાનશ્રુત, ૯. મહાપ્રજ્ઞાધ્યયન, ૧૦. પિડેસણાધ્યયન, ૧૧. સેજ્યાધ્યયન, ૧૨. ઇર્યાધ્યયન, ૧૩. ભાષાધ્યયન, ૧૪ વસ્ત્રએષણાધ્યયન, ૧૫. પાત્ર એષણાધ્યયન, ૧૬. અવગ્રહ પડિમાધ્યયન, ૨૩. સાત સત ક્રિયા એવં ૨૩. ૨૪. ભાવનાધ્યયન ૨૫. વિમુક્તિ અધ્યયન, ૨૬. નિશિથ ઉદ્ઘાતીયાધ્યયન, ૨૭. અનુદ્ઘાતીયાધ્યયન. ૨૮. ત આરોપણાધ્યયન, છેલ્લાં ત્રણ પ્રાયશ્ચિત્તનાં અધ્યયન,

**એગુણતીસાએ પાવ સુયપસંગેહિં** | ઓગણત્રીશ પ્રકારનાં પાપ શાસ્ત્ર-મિથ્યાત્વિનાં સૂત્ર

ભૂમિકંપ, ઉત્પાત, સ્વપ્ન, અંતરીક્ષ, અંગસ્ફુરકણ, સ્વર. વ્યંજન, અને લક્ષણ એ ૮ મૂળશાસ્ત્ર. એ આઠના અર્થ અને આઠની વાર્તા. એવં આઠ તેરી ચોવીશ અને વિકથાનુયોગ, ૨૬ વિદ્યાનુયોગ, ૨૭ મંત્રાનુયોગ, ૨૮ નુયોગ, ૨૯ અન્યતીર્થ પ્રવર્તનાનુયોગ એ ૨૯.

**તીસાએ મહામોહની ઠાણેહિં**-ત્રીશ મોટાં મોહનાં સ્થાનક.

૧. ત્રસ જીવને પાણીમાં ડુબાડી મારવા તે, ૨.હાથે કરી મુખ નાક દાંકી શ્વાસ રોકી મારવું તે, ૩. અગ્નિમાં બાળીને મારવું, ૪. સામા માથે

ઘાવમારી ખડગાદીકનું હણવું તે, ૫. માથે વાધર વીંટી તડકે બેસાડી મારવું તે, ૬. ઘેલા ગુંગાને ખેદ ઉપજાવી ખુશી થવું તે, ૭. ખોટો આચાર ગોપવી ખરો કરી દેખાડવું, ૮. પોતાનો દોષ બીજા ઉપર નાખવો તે, ૯. પર્ષદામાં મિશ્ર (જૂઠું) બોલવું તે, ૧૦ રાજાનો સેવક થઇ તેનીજ લક્ષ્મી વિનાશે તો, ૧૧. બાલબ્રહ્મચારી નહિં ને બાલબ્રહ્મચારી કહી પૂજાવે, ૧૨. બ્રહ્મચારી નહિં ને બ્રહ્મચારી નામ ધરાવે, ૧૩. 'જેણે' ધન સુયશે કરી સુખી કર્યો તેનુંજ ધન હરે–ચોરે–તો, ૧૪. મોટાઇ આપનાર ઉપકારીને દુઃખ આપે તો, ૧૫. પોતાની આજીવિકા ચલાવનારને હણે તો, ૧૬. ઘણા લોકોનો પ્રતિપાલ એવા પુરૂષને હણે તો, ૧૭. સાપણ ઇંડાં ગળે, ધણીઆંણી ધણીને હણે, ચાકર ઠાકરને મારે અને ધર્મ શાસ્ત્રનાં ભણનાર સાધુને મારે તો, ૧૮. ચારિત્રીઆને અચારિત્રી થઇ ભ્રષ્ટ કરે તો, ૧૯. જ્ઞાની કેવલી પ્રમુખના અવગુણ બોલે તો, ૨૦. જિનધર્મ ઉપર દ્વેષ રાખી નિંદા કરે તો, ૨૧. આચાર્યાદિક ધર્મ શાસ્ત્ર ભણાવનારની નિંદા હીલના કરે તો, ૨૨. ધર્મ શાસ્ત્ર ભણાવનાર આચાર્યાદિકનો વિનય ન કરે તો, ૨૩. બહુસૂત્રી નહિં ને બહુસૂત્રી નામ ધરાવે, ૨૪. તપસ્વી નહિ ને તપસ્વી નામ ધરાવે તો, ૨૫. છતી શક્તિએ આચાર્યાદિકની વૈયાવચ્ચ ન કરે તો, ૨૬. ચારે તીર્થમાં ભેદ પડે તેવી વાત કહે તો, ૨૭. જ્યોતિષ વૈદ્યકની વિદ્યા ભણી હિંસામાંહે ધર્મ પરૂપે તો, ૨૮. દેવાદિક સંબંધી વિષય સુખોમાં સદા લીન રહે તો, ૨૯. ભલી કરણી કરી દેવ થયા છે તેનું વાંકું બોલે તો, ૩૦. દેવતાને ન દેખતા છતાં કહે જે હું દેવતાને દેખું છું એ મહા મોહનીય કર્મ બાંધવાનાં ૩૦ કારણો કહ્યાં.

**એગતીસાએ સિદ્ધાઇગુણેહિં**-એકત્રીશ સિદ્ધના ગુણો.

૫. વર્ણ, ૨. ગંધ, ૫. રસ, ૮. સ્પર્શ. ૫. સંઠાણ, ૩. વેદ, શરીર, સંગ અને જન્મ. એ ૩૧. બોલ રહિત હોવાથી એકત્રીશ ગુણ સહિત છે.

**બત્તીસાએ જોગસંગહેહિં**-બત્રીશ યોગ સંગ્રહ.

૧. ગુરૂ આગલે પોતાના દોષ આળોચવા, ૨. ગુરૂએ શિષ્યને આપેલું પ્રાયશ્ચિત્ત કોઇ પાસે પ્રકાશવું નહિં ૩. આપદા આવે ધર્મથી ચળે નહિં, ૪. આલોક પરલોકની વાંછા રહિત તપ કરે, ૫. ગ્રહણ આસેવનની શિક્ષા સહિત પ્રવર્ત્તે, ૬. શરીરની શોભા સુશ્રુષા ન કરે, ૭. તપ કરી યશની વાંછાએ પ્રગટ કરે નહિં, ૮. લોભ રહિત પ્રવર્ત્તે, ઉપશાંતપણે પ્રવર્ત્તે, ૧૦. સરળપણે પ્રવર્ત્તે, ૧૧. સયમમાં નિર્મળ પણે પ્રવર્ત્તે, ૧૨, નિશંકપણે સમકિત શુદ્ધ રાખે, ૧૩, સમાધિ સહિત પ્રવર્ત્તે, ૧૪. માયા રહિત પ્રવર્ત્તે, ૧૫. વિનયને વિષે તત્પર રહે, ૧૬, ધૈર્યવંત હોવે, ૧૭. વૈરાગ્યવંત હોવે, ૧૮. મુક્તિનો વંછક હોવે, ૧૯. રૂડી ક્રિયા સહિત હોવે, ૨૦. આશ્રવને રોકે, ૨૧. પોતાના આત્માના દોષ ટાળે, ૨૨. ઇન્દ્રિયના વિષયથી વિરક્ત રહે, ૨૩. મૂળ ગુણ ઉત્તર ગુણની વૃદ્ધિ અર્થે પચ્ચખ્ખાણ કરે, ૨૪. દ્રવ્યથી બાહ્ય ઉપધિ, ભાવથી વિષય કષાયનો ત્યાગ કરવો, ૨૫. પ્રમાદ રહિત પ્રવર્ત્તે, ૨૬. હમેશાં ઉત્તમ કાર્યમાં પ્રવૃત રહેવું, ૨૭. ધર્મ શુકલ ધ્યાનમાં નિશ્ચળ રહેવું, ૨૮. શુભ જોગમાં પ્રવર્ત્તવું, ૨૯. પરિષહ ઉપને ક્ષોભ પામે નહિં, ૩૦. કર્મ, સંસાર, સ્વજનાદિકનો સંગ ત્યજવો, ૩૧. પ્રાયશ્ચિત્ત લીધા પછી શીઘ્ર તપ કરે, અને મરણ આવ્યે સંથારો કરે. એ ૩૨. યોગોનો સંગ્રહ

**તિત્તિસાએ આસાયણાએહિં-તેત્રીશ આશાતના.**

૯. શિષ્ય, ગુરૂ-વડિલથકી આગલ, બરોબર અને પુંઠે અડતો અવિનથી ચાલે, ઉભો રહે કે બેસે તો અશાતના લાગે, ૧૦. ગુરૂ પહેલા શુચિ કરે તો અ૦, ૧૧. ગુરૂ શિષ્ય બહાર જઇ આવી ગુરૂ પહેલા ઇરિયાવહિ પડિકમે તો અ૦, ૧૨, કોઇએ પૂછેલાં પ્રસ્નનું ઉત્તર શિષ્ય ગુરૂ પહેલા આપે તો અ૦, ૧૩. રાત્રે ગુરૂએ શિષ્યને બોલાવ્યો ને જાગતો ન બોલે તો અ૦, ૧૪ શિષ્ય આહાર પાણી લાવી પ્રથમ બીજા સાધુને દેખાડી પછી ગુરૂને બતાવે તો અ૦, ૧૫, એમજ પ્રથમ બીજા પાસે આલોચે પછી ગુરૂ પાસે આલોચે તો અ૦, ૧૬. પ્રથમ અન્ય સાધુને આમંત્રે પછી ગુરૂને આમંત્રે તો અ૦, ૧૭. ગુરૂની આજ્ઞા વિના બીજાને આહારાદિક આપે તો અ૦, ૧૮. આહાર કરવા ભેગા બેઠા માંહે ગમતો અહાર ગુરૂ પહેલા ઉતાવળો ઉતાવળો જિમે તો અ૦, ૧૯. ગુરૂએ બોલાવ્યો ને ન બોલે તો અ૦, ૨૦. ગુરૂએ બોલાવ્યો ને આસને બેઠો જબાપ આપે તો અ૦, ૨૧. ગુરૂએ બોલાવ્યો ને કહે જે શું કહો છો શું કહો છો એમ ચાંપીને બોલે તો અ૦, ૨૨. ગુરૂને તુંકારે બોલાવે તો અ૦, ૨૩. ગુરૂને કર્કશ કઠોર વચનો કહે તો અ૦, ૨૪. જિમ ગુરૂ શિક્ષા વચન કહે તેમજ પાછો ગુરૂને કહે તો અ૦, ૨૫. પોતાની પંડિતાઇ દેખાડવા ગુરૂની વાંચણીમાં ખોટ કાડે તો અ૦, ૨૬. ગુરૂને કહે જે તમો ખોટા અર્થ શું કહોછો એમ કહેતો અ૦, ૨૭. ગુરૂ ઉપદેશ આપે ને શિષ્ય રાજી ન થાય તો અ૦, ૨૮. ૨૯. ગુરૂ ઉપદેશ આપે છે અને પર્ષદામાં ભેદ પાડે, છેદ પાડે, ભ્રાંતિ સંસય ઉપજાવે તો અ૦, ૩૦. જે કથા ગુરૂએ કહી તેહિજ કથા શિષ્ય

મલાવી ને કહે તો અ૦, ૩૧. ૩૨ ગુરૂથી બરોબર અથવા ઉંચે આસને બેસે તો અ૦, ૩૩. ગુરૂની પથારીએ બેસે સૂવે કે પગ લાગ્યું તે અવિનય ખમાવ્યા વિના જાય તો અશાતના ઇતિ ૩૩. બોલ સંપૂર્ણમ્.

| | |
|---|---|
| **અરિહંતાણં આસાયણાએ** | અરિહંતની અશાતના |
| **સિદ્ધાણં આસાયણાએ** | સિદ્ધની અશાતના |
| **આયરિયાણં આસાયણાએ** | આચાર્યની અશાતના |
| **ઉવજ્ઝાયાણં આસાયણાએ** | ઉપાધ્યાયની અશાતના |
| **સાહુણં આસાયણાએ** | સાધુજીની અશાતના |
| **સાહુણીણં આસાયણાએ** | સાધ્વીની અશાતના |
| **સાવયાણં આસાયણાએ** | શ્રાવકની અશાતના |
| **સાવિયાણં આસાયણાએ** | શ્રાવિકાની અશાતના |
| **દેવાણં આસાયણાએ** | દેવતાની અશાતના |
| **દેવીણં આસાયણાએ** | દેવીની અશાતના |
| **ઇહલોગસ્સ આસાયણાએ** | આલોકની અશાતના |
| **પરલોગસ્સ આસાયણાએ** | પરલોકની અશાતના |
| **કેવલીણં આસાયણાએ** | કેવલીની અશાતના |
| **કેવલીપન્નત્તસ્સ ધમ્મસ્સ આસાયણાએ** | કેવલી પ્રરૂપિત ધર્મની અશાતના |
| **સદેવમણુયા સુરસ્સ લોગસ્સ આસાયણાએ** | દેવ મનુષ્ય અસુર લોક સ્વર્ગ મૃત્યુ પાતાલની અશાતના |
| **સવ્વપાણભુયજીવ સત્તાણં આસાયણાએ** | સર્વ પ્રાણી ભૂત જીવ સત્વની અશાતના |
| **કાલસ્સ આસાયણાએ** | ત્રણકાલની અશાતના |

| | |
|---|---|
| **સુયસ્સ આસાયણાએ** | સૂત્ર-સિદ્ધાંતની અશાતના |
| **સુયદેવયાએ આસાયણાએ** | સૂત્રદેવ—તીર્થંકરની અશાતના |
| **વાયણારિયસ્સ આસાયણાએ** | વાંચનાચાર્યની અશાતના |
| **જં વાઇદ્ધં** | સૂત્ર આગા પાછા ભણ્યાં હોય |
| **વચ્ચામેલિયં** | ધ્યાન વગર સૂત્ર ભણ્યાં હોય |
| **હીણક્ખરં** | ઓછું અક્ષર ભણાયું હોય |
| **અચ્ચક્ખરં** | અધિક અક્ષર ભણાયું હોય |
| **પયહીણં** | પદ ઓછું ભણાયું હોય |
| **વિણયહીણં** | અવિનયથી ભણાયું હોય |
| **જોગહીણં** | જોગની ચપળતાથી ભણાયું હોય |
| **ઘોસહીણં** | અશુદ્ધ ઉચ્ચારથી ભણાયું હોય |
| **સુટ્ઠુદિન્નં** | અવિનીતને સૂત્ર ભણાવ્યું હોય |
| **દુટ્ઠુપડિચ્છિયં** | અવિનયથી જ્ઞાન લીધું હોય |
| **અકાલેકઓ સજ્ઝાઓ** | અકાલે સજ્ઝાય કરી હોય |
| **કાલેનકઓ સજ્ઝાઓ** | કાલે સજ્ઝાય ન કરી હોય |
| **અસજ્ઝાઇએ સજ્ઝાયં** | બત્રીશમાંનો કોઈપણ અસજ્ઝાય વખતે સજ્ઝાય કરી હોય, સૂત્ર ભણાયું હોય |
| **સજ્ઝાઇએ ન સજ્ઝાયં** | સજ્ઝાય કરવાના સમયે સજ્ઝાય ન કરી હોય તો |
| **તસ્સ મિચ્છામિ દુક્કડં** | (ઈત્યાદિક કોઈપણ દોષ લાગ્યો હોય) તેનું પાપ મને નિષ્ફળ થાઓ. |

એક બોલથી માંડી તેત્રીસ બોલ સુધીમાં જાણવા યોગ્ય

જાણ્યા ન હોય, આદરવા યોગ્ય આદર્યાં ન હોય, છાંડવા યોગ્ય છાંડયા ન હોય તો તેની માફી માગું છું.

ધન્ય તે મહાપુરુષ-જાણવા યોગ્ય જાણતા હશે, આદરવા યોગ્ય આદરતા હશે, છાંડવા યોગ્ય છાંડતા હશે તેમને મારી તમારી સમય સમય વંદના હોજો.

## પાંચમું શ્રમણ સૂત્ર.

**નમોચઉવ્વીસાએ તિથ્થયરાણં** નમસ્કાર હો ચોવીશે તીર્થંકરોને

| | |
|---|---|
| **ઉસભાઈ મહાવીર પજ્જવસાણં** | ૠષભદેવથી મહાવીર પર્યંતનાઓનો |
| **ઇણમેવ** | એવો (તીર્થંકર ભાષિત) આ |
| **નિગ્ગંથં પાવયણં** | નિર્ગ્રંથ પ્રવચન ( સાધુનો ) ધર્મ |
| **સચ્ચં** | સત્ય છે. |
| **અણુત્તરં** | સર્વ ધર્મોમાં પ્રધાન છે |
| **કેવલીયં** | કેવળી ભાષિત છે |
| **પડિપુણ્ણં** | સંપૂર્ણ છે |
| **નેયાઉયં** | ન્યાય યુક્ત છે |
| **સમુદ્ધં** | પુરેપુરો શુદ્ધ છે |
| **સલ્લકત્તણં** | શલ્ય (વ્હેમ)નો વિનાશક છે. |
| **સિદ્ધિમગ્ગં** | સિદ્ધ થવાનો માર્ગ છે |
| **મુત્તિમગ્ગં** | મુક્તિનો માર્ગ છે |
| **નિજ્જાણમગ્ગં** | કર્મનો અંત આણનાર છે |
| **નિવ્વાણમગ્ગં** | નિર્વાણ માર્ગ છે |
| **અવિતહ મવિસંધિ સવ્વદુકખ પહીણમગ્ગં** | યથાતથ્ય સંદેહ રહિત સર્વ દુઃખોનો નાશ કરનાર છે |

| | |
|---|---|
| ઇત્થંઠિયાજીવા | એવા ધર્મમાં રહેનાર જીવો |
| સિજ્જંતિ | સિદ્ધ થાય છે-થશે |
| બુજ્જંતિ | સર્વ પદાર્થના જાણ થાય છે |
| મુચ્ચંતિ | કર્મ થકી મુક્ત થાય છે |
| પરિનિવ્વાયંતિ | કર્મ નિવારી શીતળીભૂત થાય છે |
| સવ્વદુક્ખાણ | સર્વ દુઃખોનો |
| અંતંકરંતિ | અંત કરે છે |
| તંધમ્મં સદ્દહામિ | તે ધર્મને શ્રધ્ધું છું |
| પત્તિયામિ | પ્રતીત આણું છું |
| રોયામિ | રૂચિ આણું છું |
| ફાસેમિ | સ્પર્શ કરૂં છું |
| પાલેમિ | પાળું છું. |
| અણુપાલેમિ | વિશેષેં કરી પાળું છું. |
| તંધમ્મં સદ્દહંતો | તે ધર્મની શ્રદ્ધા કરાવતો બીજાને |
| પત્તિયંતો | પ્રતીતિ અણાવતો. |
| રોયંતો | રૂચિ કરાવતો. |
| ફાસંતો | સ્પર્શ કરાવતો. |
| પાલંતો | પળાવતો |
| અણુપાલંતો | વિશેષેં પળાવતો |
| તસ્સ ધમ્મસ્સ કેવલી પન્નત્તસ્સ | તે કેવળીએં પરૂપેલા ધર્મને |
| અબ્ભુટ્ઠિઓમિ | ઉદ્યમવંત થયો છું. |
| આરાહણાએ | અરાધવાને માટે. |

| | |
|---|---|
| વિરઓમિ | વિરમું છું તે ધર્મની |
| વિરાહુણાએ | વિરાધનાથી. |
| અસંજમ પરિયાણામિ | અસંજમનું સ્વરૂપ જાણી |
| સંજમ ઉવ સંપજ્જામિ | સંજમને અંગીકાર કરૂં છું |
| અબંભં પરિયાણામિ | અબ્રહ્મચર્યને જાણીને. |
| બંભં ઉવ સંપજ્જામિ | બ્રહ્મચર્યને અંગીકાર કરૂં છું. |
| અકપ્પં પરિયાણામિ | અકલ્પનીક જાણી-છોડી. |
| કપ્પં ઉવસંપજ્જામિ | કલ્પનીક ગ્રહણ કરૂં છું. |
| અન્નાણં પરિયાણામિ | અજ્ઞાનને જાણી-છાંડી |
| નાણં ઉવ સંપજ્જામિ | જ્ઞાન ગ્રહણ કરૂં છું. |
| અકિરિયં પરિયાણામિ | ખોટીક્રિયા જાણી-છાંડી. |
| કિરિયં ઉવ સંપજ્જામિ | સત્ક્રિયા અંગીકાર કરૂં છું. |
| મિચ્છત્તં પરિયાણામિ | મિથ્યાત્વનું સ્વરૂપ જાણી |
| સમ્મત્તં ઉવ સંપજ્જામિ | સમકિત અંગીકાર કરૂં છું. |
| અબોહિં પરિયાણામિ | અબોધને જાણી છાંડીને |
| બોહિં ઉવ સંપજ્જામિ | બોધને અંગીકાર કરૂં છું. |
| અમગ્ગં પરિયાણામિ | ઉન્માર્ગ જાણી-છાંડી. |
| મગ્ગં ઉવ સંપજ્જામિ | સન્માર્ગ ગ્રહણ કરૂં છું. |
| જં સંભરામિ | જે દોષ મને સાંભરે છે. |
| જંચન સંભરામિ | જે દોષ નથી સાંભરતું. |
| જંપડિક્કમામિ | જેનું પ્રાયશ્ચિત્ત લીધું છે. |
| જંચન પડિક્કમામિ | જેનું પ્રાયશ્ચિત્ત નથી લીધું. |
| તસ્સ સવ્વસ્સ | તે સર્વ. |
| દેવસિઅસ્સ | દિવસ સંબંધી. |

| | |
|---|---|
| અઇયારસ્સ | લાગેલા અતિચારનું. |
| પડિક્કમામિ | પ્રાયશ્ચિત્ત કરૂં છુ.. |
| સમણોહં | હું સાધુ છું. |
| સંજય | હું સંજતિ છું. |
| વિરય | હું વિરક્ત છું. |
| પડિહય | હણ્યાં છે. |
| પચ્ચખાય | પચ્ચખાણે કરી. |
| પાવકમ્મે | પાપ કર્મ. ( એવો હું ). |
| અનિયાણો | નિયાણા રહિત છું. |
| દિટ્ઠિ સંપન્નો | સમકિત દૃષ્ટિ રહિત છું. |
| માયામોસં | કપટ સહિત જુઠું. |
| વિવજ્જઓ | ત્યજી દીધું છે. |
| અઢાઇજ્જેસુ દ્દીવસમુદ્દેસુ | અઢીદ્વીપ–સમુદ્રોને વિષે રહેલા. |
| પન્નરસ કમ્મભૂમિસુ | પંદર કર્મ ભૂમિને વિષે. |
| જાવંતિ કેવિસાહુ | જેટલા સાધુઓ (છે) |
| રયહરણ | રજોહરણ. |
| ગુચ્છગ | ગુચ્છો (પોંજવાનું) |
| પડિગ્ગહ | પાત્રાંના. |
| ધારા | ધારણ કરવાવાળા. |
| પંચમહવ્વયધારા | પાંચ મહાવ્રત ધરનાર. |
| અટ્ઠારસ સહસ્સ | અઢાર હજાર. |
| સીલાંગ રથધારા (શીલાંગ) | બ્રહ્મચર્ય યુકત આચાર રૂપી રથના નાયક ( સાર્થી ). |

| | |
|---|---|
| **અક્ખય** | અક્ષય. |
| **આયાર** | આચાર. (અને) |
| **ચરિત્તા** | ચારિત્ર યુકત. (એવા) |
| **તેસવ્વે** | તે સર્વ સાધુઓને. |
| **સિરસા** | મસ્તક નમાવી. |
| **મણસા** | અંતઃકરણ પૂર્વક. |
| **મથ્થએણું** | મસ્તકે કરી. |
| **વંદામિ** | વાંદુ છું. ગુણગ્રામ કરૂં છું. |

---

## "તસ્સ ધમ્મસ્સ" નો પાઠ બોલવો તે નીચે પ્રમાણે

## "તસ્સ ધમ્મસ" નો પાઠ.

| | |
|---|---|
| **તસ્સ ધમ્મસ્સ** | ત૦ તે, ધ૦ ધર્મ |
| **કેવળી પન્નત્તસ્સ** | કે૦ કેવળી ભગવાને પરૂપેલા (તેનેવિષે) |
| **અભુઠિયોમિ આરાહણાએ** | અ૦ ઉભો થાઉછું. આ૦ આરાધવાને |
| **વિરઓમિ વિરાહણાએ** | વિ૦ નિવર્તુછું હું. વિ૦ તેની વિરાધના કરવા થકી |
| **વંદુજિન ચોવીસં** | વ૦ ચોવીસ તિર્થંકર દેવને વાંદુછું. |

ઉપરના પાઠમાં બોલતી વખ્તે " અભુઠિયોમિ " કહેતાં ઉભું થઈ જવું. અને પાઠ પુરો કર્યા બાદ આગળ કહ્યા મુજબ બે "ઇચ્છામિ ખમાસમણ," દેવાં ત્યાર પછી ગુરૂની આજ્ઞા માગી પાંચ પદની વંદણા પગના બે ઢીંચણ વાળી શરૂ કરવી તે નીચે મુજબ.

# પંચ પદની વંદણા.

# પાઠ.

## પદ પહેલું.

પહેલે પદે પંચ મહાવિદેહ ક્ષેત્રને વિષે છતા શ્રી તિર્થંકર દેવજી બાર ગુણે કરી સહીત વિચરે છે. જયવંતા કેવળી ચોતરીસ અતિશય કરી પાંતરીસ પ્રકારની વચન વાણીએ બીરાજમાન છે. એક હજારને અષ્ટ ઉત્તમ લક્ષણના ધરણહાર અષ્ટ મહાપ્રતિહારજે કરી બીરાજ-માન. ઉત્પન્નનાણ દંસણ ધરે અરિહા જિન કેવળી. સર્વ દ્રવ્ય ક્ષેત્ર, કાલને ભાવ જાણે છે ને દેખે છે જઘન્ય વીસ (૨૦) તિર્થંકર દેવજી. ઉત્કૃષ્ટાપદે એકસો આઠ જઘન્ય પદે બે ક્રોડ કેવળી, ઉત્કૃષ્ટા પદે નવ ક્રોડ કેવળી. ચોસઠ ઈંદ્રના વંદનિક, છે. પુજનીક, તે માંહેલા હમણાંને સમે જે તીર્થંકર વીચરે છે તે કેવા છે ૧ શરિર સંપદા. ૨ સ્વરૂપ સંપદા. ૩ અતિશય સંપદા. ૪. ઉપગાર સંપદા. ૫ મહાસંપદાના સ્વામી, ત્રણ લોકના તરણ તારણ, જગત માતા, જગત પિતા, જગત બંધવ, જગત દિપક, જગત ચિંતામણી, જગત ઉપગારી, જગત ચુડામણી, જગત લોચન, જગત સ્વામી, જગત દિન દયાળ, જગત દુખનાં નિવારણ હાર, કેવળ જ્ઞાની, કેવળ દર્શને કરી સર્વ લોકા લોકના ભાવ ભેદ જાણી દેખી રહ્યા છે તેવા શ્રી અરિહંત દેવજીના જ્ઞાન, દર્શન, ચરિત્રને વિષે દેવસી સંબંધી અવિનય, અભકિત, અસાતના કરી હોય તો ખમાવું છું તે શ્રી અરિહંતજીને હાથ જોડી મસ્તક નમાવી તિખ્ખુત્તોનો પાઠ ત્રણ વાર ભણી જુજો જુજો કરી વાંદું છું.

## પદ બીજું.

બીજે પદે શ્રી સિદ્ધ ભગવંતજી આઠ ગુણે કરી સહીત આઠ કર્મ ખપાવી મોક્ષ પદને વિષે પધાર્યા છે તે સિદ્ધજી કેવા છે, અલેશી, અજોગી, અશરિરી, અણાહારી, અકશાઇ અનંત દુઃખથી મુકાણા છે જ્યાં જન્મ નહી, જરા નહીં, મર્ણ નહીં, રોગ નહી, શોક નહી, ભય નહીં, ભાવક નહી, દુઃખ નહી, દાળીદ્ર નહી, મોહ નહી, માયા નહી કર્મ નહીં, કાયા નહીં, લોકને અગ્રે બીરાજ્યા છે, સર્વ લોકાલોકના ભાવ ભેદ જાણે છે ને દેખે છે. આદિ અનંત સ્થિતિ પામ્યા છે તે શ્રી સિદ્ધજી ભગવંતજીના જ્ઞાન, દર્શન વિષે દેવસી સબંધી અવિનય, અભક્તિ, અસાતના કરી હોય તો ખમાવું છું તે શ્રી સિદ્ધભગવંતજીને હાથ જોડી, મસ્તક નમાવી તિખ્ખુત્તોનો પાઠ ત્રણ વાર ભણી ભુજો ભુજો કરી વંદુછુ.

---

## પદ ત્રીજું.

ત્રીજે પદે શ્રી આચાર્યજી છત્રીસ ગુણે કરી સહીત પાંચ આચાર પાળે અને પળાવે, ૧ જ્ઞાન આચાર. ૨ દર્શન આચાર. ૩ ચરિત્ર આચાર. ૪ તપ આચાર, ૫ વિર્ય આચાર. આઠ સંપદાના સ્વામી, ૧ આચાર સંપદા, ૨ શરિર સંપદા, ૩ સુત્ર સંપદા, ૪ વચણ સંપદા, ૫ વાંચના સંપદા, ૬ સંગ્રહ સંપદા, ૭ મતિ સંપદા, ૮ પ્રજોગ સંપદા, એ આઠ સંપદાના ધણી છે. જીનવચન રૂપ દ્વાદશાંગી પેટીના ધરણ હાર, બહુ સુત્રી બહુ પરિવારી, એહવે ગુણે કરી શોભાયમાન છે તે શ્રી આચાર્યજીના જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપને વિષે દેવસી સબંધી અવિનય, અભક્તિ, અસાતના કીધી હોય તો ખમાવુંછું તે શ્રી

આચાર્યજીને તિખ્ખુત્તોનો પાઠ ત્રણ વાર ભણી હાથ જોડી મસ્તક નમાવી ભુજો ભુજો કરી વાંદુછું.

---

## પદ ચોથું.

ચોથે પદે શ્રી ઉપાધ્યાયજી પચીસ ગુણે કરી અતીત દ્વાદશાંગીના જાણ છે, જિન, વચન, સુત્ર સિદ્ધાંતના પ્રભાવિક, પોતે અગ્યાર અંગ, બાર ઊપાંગ આદે દઈ ભણ્યા છે અથવા ભણેછે અને શિષ્યને ભણાવે છે. ક્ષમાવંત, વૈરાગ્યવંત, પાંચ ઇંદ્રિના જીતણહાર, અપ્રમાદિ, પુછ્યા થકી સંદેહના નિવારણહાર વાયણા, પુછણા, પરિયટ્ટણા, અણુપેહા, ધર્મકથા કરી ઘણા ભવિ જીવોને બોધ બીજના દાતાર, કુમત મત અંધકારના ટાળણહાર, નિર્મળ જ્ઞાની, નિર્મળ દર્શની, નિર્મળ ચારિત્રના પાલણહાર, જીનવચન સુત્રસિદ્ધાંતની પરંપરાના ચલાવણહાર, ધર્મ થકી પડતાને શંકા નિવારી સ્થિરના કરણહાર, બુદ્ધિના સમુદ્ર તે શ્રી ઊપાધ્યાયજીના જ્ઞાન, દર્શન ચારિત્રને તપને વિષે દેવસી સંબંધી અવિનય, અભક્તિ, અસાતના કીધી હોય, તો ખમાવું છું તે શ્રીઊપાધ્યાયજી ને તિખ્ખુત્તોનો ત્રણ વાર પાઠ ભણી હાથ જોડી મસ્તક નમાવી ભુજો ભુજો કરી વાંદુછું.

---

## પદ પાંચમું.

પાંચમે પદે અઢી દ્વીપ પંદર ક્ષેત્રને વિષે પોતાના શ્રી ધર્મગુરૂ ધર્માચાર્યજી ( જે કોઇ નામ હોય તે બોલવું ) આદે દઇને જઘન્ય બે હજાર ક્રોડ સાધુજી તથા ઊત્કૃષ્ટા પદે નવ હજાર ક્રોડ સાધુજી તે સાધુજી કેવા છે પંચ મહાવ્રતના પાલણહાર, છ કાયાનાં પીયર. પાંચ

સુમતે સુમતા, ત્રણ ગુપ્તે ગુપ્તા, પાંચ ઈંદ્રિના જીતણુહાર વીસ, અસમાધિના ટાળણુહાર, એકવીશ સબળા દોષના ટાળણુહાર, બાવીસ પરિસહના જીતણુહાર, પચીસ ભાવના ભાવણુહાર, સતાવીશ ગુણોના ધણી, તેત્રીસ બોલ સમ્યક પ્રકારે આરાધણુહાર, બેતાળીશ દોષ ટાળીને શુદ્ધ આહાર પાણીના લેણુહાર, બાવન અનાચીર્ણના ટાળણુહાર, સતર ભેદે સંજમના પાલણુહાર, બાર ભેદે તપસ્યાના કરણુહાર, નવ વાડ સહીત, બ્રહ્મચર્યના પાલણુહાર, આરંભ પરિગ્રહના ત્યાગી, સંસાર, સુખ ભોગ, વિષય, રોગ, કર્મ કલેશના ટાળણુહાર તે શ્રી સાધુજીના જ્ઞાન દર્શન ચારિત્ર ને તપને વિષે, દેવસી સંબંધી અવિનય અભક્તિ અસાતના થઇ હોય તો ખમાવુંછું. તે શ્રી સાધુજીને હાથ જોડી મસ્તક નમાવી તિખ્ખુત્તોનો ત્રણ વાર પાઠ ભણી ભુજો ભુજો કરી વાંદું છું.

---

ધન્ય ગામ, ધન્ય નગર, ધન્ય દેશ, ધન્ય જીહાં માહરા ધર્મ ગુરૂ ધર્માચાર્યજી વિચરે છે. ધન્ય તે શ્રાવક શ્રાવિકાને મારા ધર્મ ગુરૂ ધર્માચાર્યજી પ્રત્યે વાંદે છે વખાંણ વાંણી સાંભળે છે, સુજતું આહારાદિ ચૌદે પ્રકારનું દાન દેવે છે. ધન્ય તે હું પણ મારા ધર્મ ગુરૂ ધર્માચાર્યજી પ્રત્યે વાંદીશ. વખાણ વાંણી સાંભળીશ, સુજતો આહાર પ્રમુખ ચૌદે પ્રકારનું દાન દેઇશ. તે દીન ધન્ય છે.

( ત્યાર પછી નીચે પ્રમાણે બોલવું ).

**અરિહંતાજીને વાંદુંછું, સિદ્ધાજીને વાંદુંછું;**
**સાધુજીને વાંદુછું. વ્રતધારી શ્રાવકજીને ખમાવુંછું.**

---

**આયરિય ઊવજ્ઝાએ, સીસે સાહમિય કુલ**
આચાર્ય ઊપાધ્યાય શિષ્ય નવ દિક્ષિત સાધર્મી એક ગુરૂના શિષ્ય

**ગણેય એ જે મે કિયા કસાયા સવ્વં**
ઘણા ગુરૂ કુળના શિષ્યા બધા ઉપર જે મે કર્યા કષાય સર્વે

**તિવિહેણં ખામેમિ ૧ સવ્વસ્સ સમણ સંઘસ્સ, ભગવઓ**
ત્રો વિધ ખમાવું છું હું સર્વ સાધુ સંઘ ભગવંતને

**અંજલી કરે સિસ: સવ્વં સંઘ ખમાવિતા,**
હાથ જોડી કરતો થકો મસ્તકનમાવિ સર્વ સંઘને ખમાવુંછું

**ખામેમિ સવ્વસ્સ અહંપિ ૨ સવ્વસ્સ જીવરાસિસ્સ**
મારો અપરધ ખમો સર્વ મારા પ્રત્યે પણ સર્વ જીવરાશી

**ભાવ ધમ્મં નિય હિય ચિંત્તો: સવ્વં જીવં**
ભાવ ધર્મ નિજ હીત ચીનવવાને અર્થે સર્વ જીવને

**ખમાવિતા ખામે મિ સવ્વસ્સ અહંપિ ૩**
ખમાવું છું ખમો મારો અપરાધ સર્વ મારો પણ

---

અઢાઇ દ્વીપ પંદર ક્ષેત્ર માંહે બાર વ્રતધારી શ્રાવકજી મુજ થકી મોટા છે તેહને વાંદુ છું. શેષ સર્વ જીવને ખમાવું છું. સાત લાખ પૃથ્વીકાય, સાતલાખ અપકાય, સાતલાખ તેઊકાય, સાતલાખ વાયુકાય, દશલાખ પ્રત્યેક વનસ્પતી કાય, ચૌદલાખ સાધારણ વનસ્પતી કાય, બેલાખ બેઇંદ્રિ, બેલાખ તેરિંદ્રિ, બેલાખ ચૌરિંદ્રિ, ચારલાખ નારકી, ચારલાખ દેવતા, ચારલાખ તિર્યંચ પચેંદ્રિ, ચૌદલાખ મનુષ્ય પચેંદ્રિ એ સર્વ મળી ચોરાસી લાખ જીવાજોનીમાંના કોઇ જીવને મારા

જીવ હણ્યો હોય હણાવ્યો હોય અને હણતાં પ્રત્યે ભલો જાણ્યો હોય તો ત્રાવીધે ત્રીવીધે કરી ખમાવું છુ.

---

**ખામેમિ સવ્વે જીવા, સવ્વે જીવાવિ ખમં તુ**
ખમાવુંછું હું સર્વ જીવને સર્વ જીવ ખમો પાદ પૂર્ણ
**મે મિત્તિ મે સવ્વ ભુયેસ, વેર મઝં**
મારા પ્રત્યે મિત્રભાવ મારે સર્વ ભુત પ્રાણી સાથે વેરભાવ મારે
**ન કેણઇ એવ મહં આલોઇયં નિંદિયં ગરિહિયં**
નથી કોઇની સાથે એવી રીતે મેં આળોચ્યો આત્માની ગુરૂની સાખે
સાંખે નાંખ્યો ગરહ્યો
**દુગાચ્છયં, સવ્વ તિવિહેણં પડિક્કંતો વંદામિ જિન**
ધીકાર્યો. સર્વ ત્રી વિધે નિવર્ત્યો વાંદુ છું જીતનાર
**ચોવિસં.**
ચોવીસ તિર્થંકર પ્રત્યે.

---

ત્યાર પછી "તિખ્ખુત્તા"નો પાઠ ભણી પાંચમા આવશ્યકની આજ્ઞા ગુરૂ સમીપે માંગવી અને ગુરૂના અભાવે ઉત્તર દિશા તરફ ફરી આજ્ઞા માંગવી.

---

## આવશ્યક પાંચમો.

**આવસહિ ઇચ્છા કારેણ સંદિસહ ભગવાન**
આવશ્યક કરવા અર્થે વાંચ્છા વર્તે છે આદેશ આપો હે પુજ્ય
યોગ્ય કાર્યના
**દેવસી પ્રાયાશ્ચત વિસ્સુધનાર્થે કરેમિ કાઊસગ્ગં**
દિવસ સબંધી પ્રાયશ્ચિત વિશેષ શુદ્ધીના અર્થે કરૂંછું(હું) કાયોત્સર્ગ

આ ઠેકાણે નવકાર મંત્ર ગણ્યા પછી " કરેમિ ભંતે " નો પાઠ પુરો બોલવો ત્યાર પછી " ઇચ્છામિ ઠામિ " નો પાઠ ભણી " તસ્સ ઊત્તરી "નો પાઠ ભણી દેવસી તથા રાઇ પડિકમણામાં ચાર લોગસ્સનો, પખ્ખીને દિવસે ૮ લોગસ્સનો કાઊસગ્ગ અને ચોમાસી પખ્ખીને દિવસે બાર લોગસ્સનો અને સંવતસરીને દીવસે ચાળીસ લોગસ્સનો કાઊસગ્ગ કરવો. તે પાળ્યા પછી એક " લોગસ્સ " પ્રગટ પણે ભણી બે વખત " ઇચ્છામિ ખમાસમણા " નો પાઠ ભણી રહ્યા બાદ " તિખ્ખુત્તો " નો પાઠ ભણી છઠ્ઠા આવશ્યકની આજ્ઞા ગુરૂ સમિપ માગવી.

ત્યાર પછી ગુરૂવાદિક હોય તો તેમની સમીપે પચ્ચખાણ કરવા તેમના અભાવે મોટેરા શ્રાવક ભાઇ પાસે અથવા પોતાના મુખથી નીચે પ્રમાણે ચોવિહાર અથવા તેવિહારનાં પચ્ચખાણ લેવાં.

## આવશ્યક છઠ્ઠો.

### પચ્ચખ્ખાણનો પાઠ.

**ઉગે—સુરે (નમુકારસિયં) ચેવિહંપિઆહારં અસણં**
સૂર્ય ઉગ્યાથી નવકારસી સુધી* ચાર પ્રકારના આહાર અન્ન

**પાણં ખાઇમં સાઇમં અન્નથ્થણા ભોગેણં સહસ્સાગારેણં**
પાણી સુખડી મુખવાસ ઉપયોગ વિના તથા સેહસાતકારે આગાર (છૂટ)

**મહત્તરા ગારેણં સવ્વ સમાહિ વત્તીયાગારેણં**
મોહટા પુરૂષના આદેશથી આગાર, તથા સર્વ સમાધીને અર્થે આગાર

**વોસિરામિ**
તજુંછું તે સિવાય તજુંછું ( ચારે પ્રકારના આહાર )

---

* ( બે ઘડી દિવસ ચડયા સુધી અથવા નવકાર ગણી નપાળું ત્યાં સુધી )

તેવિહાર કરવા હોય તો ઉપરના પાઠમાં "ચોવિહંપિ આહાર' ના બદલે "તિવિહંપિ આહારં" બોલવું અને 'પાણં' શબ્દ મુકી દેવો. બાકીનો પાઠ પચખાણનો બોલી જવો.

પચ્ચખાણ કર્યા બાદ ગુરૂ માહરાજને પગે લાગી ખમાવી, સર્વ શ્રાવકોને ખમાવવા ત્યાર પછી નીચે મુજબ બોલવું.

---

**૧ સામાયિક, ૨ ચોવીસથ્થો, ૩ વંદણા, ૪ પડિકમણું. ૫ કાઉસગ્ગ, ૬ પચખાણ એ છ આવશ્યકમાં કાંનો, માત્ર, પદ, અક્ષર, ગાથા, ઓછો અધીકો, જીન આજ્ઞા વિપરીત કીધો હોવે તો તસ્સ મિચ્છામિ દુક્કડં થય થુઇ મંગળં (નમોથ્થુણં).**

આ ઠેકાણે બે "નમોથ્થુણાં" હેઠા બેસી ડાબો ગુડો ઊંચો રાખી કહેવાં.

**૧. મિથ્યાત્વનું પડિકમણું. ૨. અવ્રતનું પડિકમણું. ૩. પ્રમાદનું પડિકમણું. ૪ કષાયનું પડિકમણું. ૫ અશુભ જોગનું પડિકમણું- સદ્દહણા સહીત, અણુપાલણા** (આજ્ઞા પ્રમાણે પાળવું) **સહીત, અણુભાસણા સહીત.** (આજ્ઞા પ્રમાણે બોલવું) **ભાવ સહીત ન કીધું હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડં.**

**ગયા કાળનું પડિકમણું, વર્તમાન કાળનું સામાયિક, આવતા કાળના પચ્ચખાણ, ઉપયોગ સહીત ન કીધા હોય તો તસ્સ મિચ્છામિ દુક્કડં.**

"ઇતિ પ્રતિક્રમણ સૂત્ર"

**સમાપ્તમ્.**

## છટ્ઠું પચ્ચખાણ.

### પચ્ચખાણ પેહેલું નોકારશીનું.

| | |
|---|---|
| સુરેઊગ્ગએ, નમોકાર સહિયં, | સૂ૦ સૂર્ય ઊગ્યાથી બે ઘડી દિવસ ચડે ત્યાં સુધી ન૦ નવકાર ગણી |
| પચ્ચખામિ | પાળતાં સુધી પ૦ પચ્ચખું છું. |
| ચઊવિહંપિ આહારં | ચ૦ ચાર પ્રકારનો આ૦ આહાર. |
| અસણં, પાણં, ખાઇમં, | અ૦ અન્નાદીક ૧ પા૦ પાણી ૨ ખા૦ મેવો |
| સાઇમં. | ૩ સા૦ મુખવાસ ૪ તેમાં નિચેનાઆગાર |
| અન્નત્થણાભોગેણં, | અ૦ અણજાણે મોઢામાં ઘાલવાથી ભંગ થાય નહી. |
| સહસાગારેણં, | અચાનક વર્ષાદનું ફોરૂં પડવાથી ભંગ થાય નહી અગર બલાત્કારે કોઇ વસ્તુ મોમાં નાંખે તો આગાર |
| વોસિરામિ ॥ ૧ ॥ | ઊપરના બે આગાર શીવાય ચારે આહાર તજું છું. |

( ઇતિશ્રી પેહેલું નવકારશી પચ્ચખાણ સમ્મત્તં )

---

### પચ્ચખાણ બીજું પોહોરશી.

| | |
|---|---|
| સુરેઊગ્ગએ, પોરસિયં, | સુ૦ સૂર્ય ઊગ્યા પછી પો૦ પોહોર દહાડો ચડે ત્યાં સુધી પ૦ પચ્ચખું છું |
| પચ્ચખામિ | |

| | |
|---|---|
| ચઊવિહંપિ, આહારં | ચ૦ ચાર પ્રકારનો આ૦ આહાર. |
| અસણં, પાણં, ખાઈમં, સાઈમં | અ૦ અન્ન પા૦ પાણી ખા૦ મેવા. સા૦ મુખવાસ. |
| અન્નથ્થણા ભોગેણં, | અણજાણે મોંમાં ઘાલવાથી ભંગ થાય નહી. ૧ |
| સહસા ગારેણં, | અચાનક વર્ષાદનું ફોરૂં પડવાથી ભંગ થાય નહીં ૨ અથવા બલાત્કારે વસ્તુ કોઇએ મોંમાં નાખવાથી. |
| પછન્નકાલેણં, | વાદળ રજ વીગેરે કારણોથી સૂર્ય દેખાય નહીં તેથી પોહોરશી જણાય નહીં તો ભગ થાય નહીં ૩ |
| દિસામોહેણં | દીગ્મુઢપણે પોરશી નહી જાણતાં ભંગ થાય તો ભાગે નહી. ૪ |
| સાહુવયણેણં | સાધુને વચને પાળું તો ભગ થાય નહી ૫ આ આગાર સાધુનો છે. |
| સવ્વસમાહિવત્તિયા ગારેણં | શરીરની સમાધિ વર્તાવવાને કાજે ઓશડ કરીયે ભંગ થાય નહીં. ૬ |
| વોસિરામિ | ઉપરના છ આગાર શીવાય ચારે આહાર તજું છું. |

( ઇતિશ્રી બીજું પોરશી પચ્ચખાણ સમ્મત્તં. )

## પચ્ચખાણ ત્રીજું મધ્યાનનું.

સૂરે ઊગ્ગએ, પુરિમઢં, પચ્ચખામિ, ચઊવિહંપિ આહારં, અસણં, પાણં, ખાઇમં, સાઇમં, અન્નથ્થણાભોગેણં

| | |
|---|---|
| સહસાગારેણં | પ્રથમ પ્રમાણે અર્થ |
| પછન્નકાલેણં | ,, |
| દિસામોહેણં | ,, |
| સાહૂવયણેણં | ,, |
| મહત્રાગારેણં | વડા સાધુના વિનયને કારણે પાળું તો ભંગ થાય નહી. એ પચ્ચખાણ સાધુને |
| સવ્વસમાહિવત્તિયા ગારેણં, | પ્રથમ પ્રમાણે અર્થ તથા સર્વથા પ્રકારે અસમાધિ થઇ જાય તો આગાર એ સાત |
| વોસિરામિ, | આગાર શીવાય ચારે આહાર તજું છું. |

( ઇતિ શ્રી ત્રીજું મધ્યાનનું પંચ્ચખાણ સમ્મત્તં. )

---

## પચ્ચખાણ ચોથું દુવિહારનું.

એકટાણાં ઉપરાંત દુવિહંપી આહારં પચ્ચખામિ અસણં ખાઇમ અન્નથ્થણા ભોગેણં સહસાગારેણં વોસિરામિ

( ઇતિ શ્રી એકાશણાનાં ઉપર દુવિહારનાં પચ્ચખા૦ )

## પચ્ચખાણ પાંચમું આંબેલનું.

આયંબિલત્રીહં પચ્ચખામિ તિવિહં ચઉવિહંપિ આહારં અમણં પાણં ખાઇમં સાઇમં અન્નથ્થણા ભોગેણં સહસા ગારેણં લેવાલેવેણં ગીહથ્થ સંસઠેણં ઉખીત વીવેગેણં પરીઠાવણીયા ગારેણં મહત્રા ગારેણં સવ્વસમાહિ વત્તિયાગારેણં વોસિરામિ.

( ઇતિશ્રી પાંચમું આંબેલનું પચ્ચખાણ સમ્મત્ત. )

---

## પચ્ચખાણ છઠું ઉપવાસનું.

સૂરે ઊગ્ગએ અભત્તઠ્ઠં પચ્ચખામિ ચઊવિહંપિ આહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નથ્થણા ભોગેણં સહસાગારેણં વોસિરામિ. ઇતિ.

## ચઉવિહારનું પચ્ચખાણ ૭.

ચઊવિહંપી આહારં અસણં પાણં ખાઇમં સાઇમં અન્નથ્થણા ભોગેણં સહસાગારેણં વોસિરામિ.

દેવસી પડિકમણું તેનાં પચ્ચખાણ સૂર્ય અસ્ત થયાથી કરવાં, રાયસી પડિકમણું તે સૂરજ ઉગ્યા પહેલા કરવા કારણ જેથી સાધ સાધવીને દીવસ ઊગ્યાથી આહારપાણી કલ્પે તે સૂર્ય અસ્ત ન થયા પર્યંત જાણજો.

# ભાગ ૩ જો.

---

## પંચ પરમેષ્ટિના એકસો આઠ ગુણ.

---

### " પંચ પરમેષ્ટિની સ્તુતી "

દોહરા.

બાર ગુણ અરિહંત દેવ, પ્રણમી જે ભાવે,
સિદ્ધ આઠગુણ સમરતાં, દુઃખ દોહગ જાવે. ॥ ૧ ॥
આચારજ ગુણ છત્રીશ, પચવીશ ઉવઝાય,
સત્તાવીશ ગુણ સાધુના, જપતાં અતિ સુખ થાય. ॥ ૨ ॥
અષ્ટોત્તરશત ગુણ મળી, સમરો શ્રીનવકાર,
ધિર વિમળ પંડીત તણો, નય પ્રણમે નિત સાર. ॥ ૩ ॥

---

# શ્રી પંચ પરમેષ્ટિજીના ૧૦૮ ગુણ.*

## શ્રી અરિહંત પરમેષ્ટિના ૧૨ ગુણ.

૧ અનંત જ્ઞાન ૨ અનંત દર્શન

૩ અનંત ચારિત્ર ૪ અનંત તપ

૫ અનંત બળ વીર્ય ૬ અનંત ક્ષાયક સમ્યકત્વ (क)

૭ વજ્ર રૂષભનારાચ સંહનન (ख) ( સંઘયણ શરીરની મજબુતાઇ )

૮ સમચોરંસ સંસ્થાન (ग) ( શરિરની આકૃતિ ) ૯ ચોત્રીસ અતિશય (घ) (આશ્ચર્ય)

---

*સૂચના—મોટા અક્ષરોથી લખાયલા પચ પરમેષ્ટિજીના ૧૦૮ ગુણ જીહ્વાગ્રે કરવાની ફરજ્યાત છે અને ઝીણાં અક્ષરમાં જે ફુટનોટ બતાવેલી છે તે ફક્ત સમજવાના માટે છે.

**क.** કોઇ કાળે ક્ષય ન થાય તેવું સમકિત **ख**. વજ્રની ખીલી વજ્રનો પાટો વજ્રનાં મર્કટ બંધન અને વજ્રની ધાતુ જેવું સર્વ શરીર હાડ બળ. **ग.** ચારે બાજુથી માપતાં સરખી એવી દેહાકૃતિ.

**घ**. ચોત્રીસ અતિશયનાં નામ (૧) મસ્તક આદિ શરીરનાં રોમ ( કેશ ) સર્વ મર્યાદા ઉપરાન્ત અશોભનિક વધે નહિ. ( ૨ )

ચ

## ૧૦ પાંત્રીસ વચનાતિશય (વચનનાં બળવડે આશ્ચર્ય કારી શોભા)

રોગરહિત તેમ શરીરને રજ મેલ પ્રમુખ કોઇ પ્રકારનો અશુભ લેપ લાગે નહિં. (૩) રક્ત (લોહી અને માંસ ગાયનાં દુધથી પણ અતી ઉજ્વલ અને મધુર હેય છે. (૪) પદ્મ કમળ જેવી સુગંધીદાર શ્વાસો શ્વાસ હોય છે. (૫) પ્રભુ આહાર—નિહાર કરે તે ચર્મ ચક્ષુ વાળો દેખી શકે નહિં ( પણ અવધિ પ્રમુખ જ્ઞાનવાળો દેખી શકે ) ( ૬ ) પ્રભુ વિહાર કરે ત્યારે તેમની આગળ આગળ આકાશમાં દેદીપ્યમાન ધરણાટ શબ્દ કરતું ચક્ર ચાલે અને ભગવાન બીરાજે ત્યારે તે ઉભુ રહે (૭) આકાશમાં ત્રણ છત્ર લાંબી લટકતી મોતીઓની ઝાલર યુક્ત દેખાય (૮) આકાશમાં અતિ ઉજ્વલ કમળનાં તંતુ ગાયના દુધ અને ચાંદીનાં પત્રાં જેવાં રત્ન જડીત દાંડી સહિત ચામર દેખાય (૯) આકાશમાં મણીરત્નક સ્ફટિક જેવાં નિર્મળ દેદીપ્યમાન સિંહના સ્કંધના સરખો ( આકારે ) અનેક રત્નોથી જડેલે અંધકારનો નાશ કરવાવાળી પાદપિડિકા ( પગ ધરવાની બાજોઠી ) સહિત સિંહાસન દેખાય (૧૦) આકાશે ઘણી નાની નાની ધ્વજાના પરિવાર સહિત અતિ ઉંચી રત્ન સ્થંભ યુક્ત ઇંદ્રધ્વજા દેખાય. ( ૧૧ ) જ્યાં જ્યાં અરિહંત ભગવાન ઉભા રહે અથવા બીરાજે ત્યાં ત્યાં અશોક વૃક્ષ અનેક શાખા પ્રતિશાખા, પત્ર, પુષ્પ, ફળ, સુંગધછાયા, ધ્વજા પતાકાથી સુશોભિત ભગવંતનાં શરીરથી બારગણો ઉંચો દેખાય ( ૧૨ ) અરિહંત ભગવાનની પછવાડે ચોટીને ઠેકાણે સરદ ઋતુના જાજવલ્યમાન સૂર્ય મંડલની માફક સૂર્ય કરતાં બાર ગણા અધિક

## ૧૧ એક હજાર ( સ્વસ્તિકાદિ શરીર સંબંધી ) ઉત્તમ લક્ષણ સંયુક્ત.

તેજસ્વી અંધકારનો નાશ કરનાર પ્રભામંડલ ( ભામંડલ ) દેખાય (૧૩) પ્રભુ જ્યાં જ્યાં વિચરે ત્યાં ત્યાં ભૂમિ ઘણી સપાટ અને ખાડા ટેકરા વગરની થઇ જાય ( ૧૪ ) બાવળાદિકના કાંટા ઉલટા થઇ જાય. ( ૧૫ ) શીતકાળમાં ઉષ્ણતા અને ઉષ્ણકાળમાં શીત થઇને ઋતુ સર્વને સુખદાઇ થઇ જાય. ( ૧૬ ) પ્રભુ બીરાજમાન હોય ત્યાં ચોતરફ એક જોજન ( ચાર કોશ ) સુધી મંદ શીતળ અને સુગંધી વાયુ ચાલે જેથી અસુચીમય સર્વ વસ્તુ દુર રઇ જાય ( ૧૭ ) અચેત જલની ઝીણી ઝીણી સુગંધી એક યોજન પ્રમાણ વૃષ્ટિ થાય જેથી ધુળ દબાઇ જાય. ( ૧૮ ) ચોતરફ અચિત પંચ વર્ણા પુષ્પની વૃષ્ટિ ઢિંચણ ( ગોડા પ્રમાણ એક જોજનમાં થાય જેનાં મોઢાં ઉપર અને બીટ નીચે રહે ( ૧૯ ) અમનોજ્ઞ (નઠારાં) વર્ણ ગંધ, રસ, સ્પર્શ ઉપશમ અર્થાત નાશ પામે ( ૨૦ ) મનોજ્ઞ ( સારા ) વર્ણ, ગંધ, રસ, સ્પર્શ પ્રાપ્ત થાય. ( ૨૧ ) દેશના ( વ્યાખ્યાન ) દે ત્યારે એક જોજન સુધી ભગવંતના શબ્દ સર્વ પ્રખદા બરાબર શ્રવણ કરી શકે અને સર્વને પ્રીય લાગે ( ૨૨ ) અર્ધ માગધી ( અર્ધો મગધ દેશની અને અડધી દેશની ) ભાષામાં ધર્મ દેશના ફરમાવે ( ૨૩ ) ભગવાનની ભાષાને આર્ય અનાર્ય સર્વ દેશોના દ્વીપદ અર્થાત્ મનુષ્ય ચતુષ્પદ પશુ અને પક્ષી સર્પ ઇત્યાદિ સર્વ પોત પોતાની ભાષામાં સમજી જાય ( ૨૪ ) ભગવંતની દેશના સાંભળીને જાતીવેર જેવાં કે ( સિંહ બકરીનું કુતરા બિલાડાનું ઇત્યાદિ ) અને ભવાન્તરનાં વેર નષ્ટ થઈ જાય ( ૨૫ ) અન્ય દર્શની અને

## १२ ચોસઠ ઈંદ્રના પુજનીક.

અન્યમતી ભગવંતને દેખીને અભિમાન છોડીને નમ્ર થઇ જાય. (२६) વાદી પ્રતીવાદી વીવાદ કરવાને વાસ્તે ભગવાનની પાસે આવે પરંતુ ઉત્તર દેવાને અશક્ત થઇ જાય (२७) ભગવાન વિચરે તેમની ચારે તરફ પચીસ પચીસ જોજન સુધી ઇતી ભીતી અર્થાત્ મુષક તીડ ઇત્યાદિ ઉપદ્રવ ન હોય (२८) મરકી (કોગળીયા વાગેરેની) બીમારી ન થાય, (२૯) પરદેશના રાજાનો અને સૈન્યનો ઉપદ્રવ ન થાય. (३१) અતિવૃષ્ટિ ન થાય. (३०) અનાવૃષ્ટિ ન થાય. (३३) દુર્ભિક્ષ દુષ્કાળ ન થાય. (३४) જ્યાં તીડ મહામારી સ્વચક્ર પરચક્રનો ભય હોય ત્યાં ભગવાનના પધારવાથી સર્વ ઉપદ્રવ તત્કાળ નાશ થઇ જાય. એ સર્વ બોલ પચીસ પચીસ જોજનમાં જાણવા.

**ઘ.** પાંત્રીસ વચનાતિશય ( વાણીના ગુણ ) નાં નામ. (१) સંસ્કારયુક્ત વચન બોલે (२) ઉચ્ચ સ્વરથી બોલે જેને એક યોજન સુધી બેઠેલી પરીષદ સારી રીતે શ્રવણ કરે (३) સાદી ભાષામાં પરન્તુ માનપૂર્વક શબ્દોમાં બોલે " રે તું " ઇત્યાદિ તુચ્છકાર વાચક શબ્દો ન બોલે (४) જેવો આકાશમાં મહા મેઘનો ગર્જારવ થાય તેવીજ પ્રભુની વાણી પણ ગંભીર હોય એ વાણીનો અર્થ પણ ગભીર ગહન અને ઉંડો થાય છે અર્થાત્ ઉચ્ચાર અને તત્ત્વ બન્નેમાં ગંભીર વાણી બોલે. (५) જેવો ગુફામાં. યા શીખરબંધ પ્રાસાદમાં જઇને બોલવાથી પ્રતિછંદ અર્થાત્ પ્રતિધ્વની થાય છે. તેવીજ પ્રભુની વાણી પણ પ્રતિધ્વની કરે. (Thundering tone) (६) સરસ અથવા સ્નિગ્ધ વચન બોલે (७) રાગ યુક્ત બોલે ७ રાગ અને છત્રીસ રાગણીમાં ઉપદેશ દે જેથી શ્રોતા ગણ તલ્લીન થઈ જાય.

# શ્રી સિદ્ધ પરમાત્માના આઠ ગુણ.

૧ અનંત જ્ઞાન　　　　　　２ અનંત દર્શન

(Harmonius tone) જેમકે વીણાથી અને પુંગીથી (મોરલીથી) સર્પ તલ્લીન થઇ જાય છે એ સાત અતિશય ઉચ્ચારની બાબતમાં કહ્યા. હવે અર્થ સંબંધી અતિશય કહીએ છીએ. ( ૮ ) થોડા શબ્દમાં વિશેષ અર્થનો સમાવેસ કરીને બોલે તેથી ભગવાનના વાક્યોને સુત્ર કહેવાય છે. ( ૯ ) પરસ્પર વિરોધ રહિત વચન બોલે. એક વખત " અહિંસા પરમો ધર્મ " એવું કહીને " ધર્મ નીમીત્ત હિંસા કરવામાં દોષ નહિ " એવા વિરોધવાળાં વાક્ય પ્રભુ કદી ન બોલે ( ૧૦ ) જુદા જુદા અર્થ પ્રકાશે. જે પરમાર્થ ચાલતો હોય તેને પુરો કરીને પછી બીજો પ્રકાશે પરંતુ ગરબડ કરી ન દે. ( ૧૧ ) સંસય રહિત વચન કહે એવા ખુલાસાથી ફરમાવે કે સાંભળવાવાળાને બીલકુલ સંદેહ ન રહે ( ૧૨ ) દોષ રહિત વચન બોલે અર્થાત્ સ્વમતિ અન્યમતિ મોટાં મોટા પંડિતજન પણ પ્રભુનાં વચનમાં કિંચીત માત્ર દોષ ન કાઢી શકે. ( ૧૩ ) સર્વને ગમતાં વચન કહે જે સાંભળીને એ શ્રોતાનાં મન એકાગ્ર થઈ જાય ( ૧૪ ) દેશકાળ ઉચ્ચિત બોલે અર્થાત્ મોટા વિચીક્ષણ પણાથી સમય વિચારીને બોલે, ( ૧૫ ) મળતાં વચન કહે. અર્થનો વિસ્તાર તો કરે, પરંતુ અટમ સટમ કહીને વખત પુરો ન કરે. ( ૧૬ ) તત્વ પ્રકાશે જીવ આદી નવ પદાર્થ ( તત્ત્વ ) ના સ્વરૂપથી મળતાં વચન કહે તથા સારસાર કહે અસારને છોડી દે. ( ૧૭ ) સંક્ષેપથી કહે. અર્થાત્ પદના

## ૩ અનંત આત્મિક સુખ ૪ ક્ષાયક સમ્યક્‌ત્વ

અગાડી બીજા પદ થોડામાં પુરાં કરે. તથા નિસાર વાત ( સંસારિક ક્રિયાદિકની ) થોડામાં પુરી કરે. વિસ્તારે નહિં ( ૧૮ ) વાત રૂપ કહે એવો ખુલ્લો અર્થ પ્રકાશ કરે કે નાંનો બાળક પણ મતલબ સમજી જાય ( ૧૯ ) સ્વશ્લાઘા અને પરનિંદા રહિત પ્રકાશે. દેશનામાં પોતાનો સ્તુતી અને પરનો નોદા ન કરે ( પાપની નીંદા કરે પરંતુ પાપીની નીંદા ન કરે ) ( ૨૦ ) મધુર વાણીથી ઉપદેશ કરે. દુધ અને સાકરથી પણ અધિક મીષ્ટતા માધુર્યતા પ્રભુની વાણીમાં છે તેથી શ્રોતાજન વ્યાખ્યાન છોડીને જવાનું મન ન કરે. ( ૨૧ ) માર્મીક વચન ન કહે જેથી કોઇની ગુહ્ય વાત ખુલ્લી થાય એવી વાત ન કરે. ( ૨૨ ) યોગ્યતા દેખીને ગુણની પ્રશંસા કરે ખુશામત ન કરે યોગ્યતા કરતાં અધિક ગુણ ન કહે ( ૨૩ ) સત્યાર્થ ધર્મ પ્રકાશે જેથી ઉપકાર થાય તથા આત્માર્થ સિદ્ધ થાય એમ કહે ( ૨૪ ) અર્થનું તુચ્છપણું ન કરે, અર્થાત્ છિન્ન ભિન્ન કરીને ફરમાવે નહિં ( ૨૫ ) શુદ્ધ વચન કહે વ્યાકરણના નિયમાનુસાર શુદ્ધ ભાષા પ્રકાશે ( ૨૬ ) મધ્યસ્થપણે પ્રકાશે અર્થાત્ ઘણા જોરથી પણ નહિં, ઘણી ઉતાવળથી પણ નહિં અને ઘણું ધીમે પણ નહિં, એવી રીતે બોલે. ( ૨૭ ) શ્રોતાજનોને પ્રભુની વાણી ચમત્કારી લાગે કે " અહા પ્રભુની ફરમાવવાની કેવી ચતુરાઇ અને કેવી શક્તિ છે " ( ૨૮ ) હર્ષયુક્ત કહે જેથી સાંભળવાવાળાને બહુ રસ પ્રાપ્ત થાય. ( ૨૯ ) વિલંબ રહિત કહે વચમાં વિસામો ન લે. ( ૩૦ ) સાંભળવાવાળા જે પ્રશ્નો મનમાં ધારીને આવ્યા હોય તેનાં વિના પુછયે ખુલાસા થઇ જાય એવી રીતે પ્રકાશે. ( ૩૧ ) અપેક્ષા વચન કહે

अ　　　　　　　　　　　　क

૫ અટલ અવગાહના　　　　　　૭ અગુરૂ લઘુપણું
ब

૬ અમૂર્તિકપણું　　　　　　૮ અનંત શક્તિ વીર્ય

---

એક વચનની અપેક્ષાએ બીજું વચન કહે અને જે ફરમાવે તે શ્રોતાનાં હૃદયમાં ઠસતું જાય. ( ૩૨ ) અર્થ, પદ, વર્ણ, વાકય, સર્વ જુદાં જુદાં ફરમાવે ( ૩૩ ) સાત્વીક વચન પ્રકાશે ઇંદ્રાદિક મોટા તેજસ્વી પ્રતાપી આવી જાય તો પણ ડરે નહિં ( ૩૪ ) જે અર્થ ફરમાવતા હોય તેની સિદ્ધિ જ્યાં સુધી થાય ત્યાં સુધી બીજો અર્થ કાઢે નહિં એક વાત દ્રઢ કરીને બીજી વાત પકડે ( ૩૫ ) ગમે એટલો લાંબો વખત ઉપદેશમાં ચાલ્યો જાય તો પણ થાકે નહિં ઉત્સાહ વધ્રતોજ રહે.

## વળી અરિહંત પરમાત્મા અઢાર દોષ રહિત હોય તે અઢાર દોષનાં નામઃ—

| | | |
|---|---|---|
| ૧ દાનાન્તરાય. | ૭ રતિ | ૧૩ મિથ્યાત્વ |
| ૨ લાભાંતરાય | ૮ અરતિ | ૧૪ અજ્ઞાન |
| ૩ વિર્યાન્તરાય | ૯ ભય | ૧૫ નિદ્રા |
| ૪ ભોગાન્તરાય | ૧૦ જુગુપ્સા | ૧૬ રતિઅરતિ |
| ૫ ઉપભોગાન્તરાય | ૧૧ શોક | ૧૭ રાગ |
| ૬ હાસ્ય | ૧૨ કામ | ૧૮ દ્વેષ |

अ કોઇ કાળે ટળે નહિં એવી આત્મ પ્રદેશની અવગાહના ब નિરાકાર क ભારે નહિં તેમ હલકું નહિં.

**શ્રી સમવાયંગજી સૂત્રના એકત્રીશમે સમવાયંગે કહ્યું છે જે.**

# શ્રી આચાર્ય પરમેષ્ટિના છત્રીસ ગુણ.

ગાથા.

પંચેંદિય સંવરણો તહ નવ વિહ બંભચેર ગુત્તિધરો,
ચઉવિહ કસાય વિમુક્કો ઇયઅટ્ઠારસ્સહિંગુણેહિં સંઃ
જુત્તો ॥ ૧ ॥

## एकतीसं सिधाइ गुणा पन्नंता.

એકત્રીસ સીદ્ધના ગુણ આઠ કર્મની એકત્રીસ પ્રકૃતી ક્ષય થવાથી થાય છે તે નીચે પ્રમાણે.

૧ જ્ઞાનાવરણી પાંચ પ્રકૃતી ક્ષય થવાથી અનંત જ્ઞાન ગુણ પ્રગટ થયો છે ( કેવળ જ્ઞાનરૂપે ).

૨ દર્શના વરનીની નવ પ્રકૃતી ક્ષય થવાથી અનંત દર્શન ગુણ પ્રગટ થયો છે ( કેવળ દર્શનરૂપ. )

૩ વેદની કરમની બે પ્રકૃતી ક્ષય થવાથી અનંત આત્મીક ગુણ પ્રગટ થયો છે. ( અનંત આત્મીક સુખ. )

૪ મોહની કર્મની બે પ્રકૃતી ક્ષય થવાથી ક્ષાયક સમકીત ગુણ પ્રગટ થયો છે.

૫ આયુષ કર્મની ચાર પ્રકૃતી ક્ષય થવાથી અક્ષય સ્થીતિ ગુણ પ્રગટ થયો છે. ( અવીચળ પદ. )

૬ નામ કર્મની બે પ્રકૃતી ક્ષય થવાથી અમૂર્તિ ગુણ પ્રગટયો છે. ( નીરાકાર આત્મસ્વરૂપ ).

**પંચ મહવ્વય જુત્તો પંચવિહિં આયાર પાલણા સમથ્થો**
**પંચ સમીઇતિ-ગુત્તો છત્તિસ ગુણેહિ ગુરૂ મજ્જ ॥૨॥**

---

૭ ગોત્ર કર્મની બે પ્રકૃતી ક્ષય થવાથી અગુરૂ લઘુ ગુણ પ્રગટ થયો છે. ( ભારે નહી તેમ હલકો નહીં. )

૮ અન્તરાય કર્મની પાંચ પ્રકૃતી ક્ષય થવાથી અનંત આત્મીક શક્તિ ગુણ પ્રગટ થયો છે.

એ આઠ સીધના ગુણ સામાન્ય પ્રકારે આઠ કર્મ ક્ષય થવાથી અને વીશેષ પ્રકારે આઠ કર્મની એકત્રીસ પ્રકૃતી ક્ષય થવાથી થાય તેમજ બીજા આઠ ગુણ ગ્રંથને આધારે છે તે ઉપર પ્રમાણે:

| | |
|---|---|
| **૧ જ્ઞાનાવર્ણી કર્મની ૫ પ્રકૃતી.** | મતી જ્ઞાનાવર્ણી ૧ શ્રુત જ્ઞાનાવર્ણી ૨ અવધી જ્ઞાનાવર્ણિ ૩ મન પર્યવ જ્ઞાનાવર્ણિ ૪ કેવળ જ્ઞાનાવર્ણિ ૫. |
| **દર્શનાવર્ણીની ૯ પ્રકૃતી.** | ચક્ષુ દર્શનાવર્ણિ ૧ અચક્ષુ દર્શનાવર્ણિ ૨ અવધ દર્શનાવર્ણિ ૩ કેવળ દર્શનાવર્ણિ ૪ નિદ્રા ૫ નિદ્રાનિદ્રા ૬ પ્રચલા ૭ પ્રચલા પ્રચલા. ૮ થિણુર્દ્ધી નિદ્રા ૯. |
| **૩ વેદનીની ૨ પ્રકૃતી.** | સાતાવેદની ૧ અસાતા વેદની ૨. |
| **૪ મોહનીની ૨ ,,** | દર્શન મોહની ૧ ચારિત્ર મોહની ૨. |
| **૫ આયુષ્યની ૪ ,,** | નર્કનું આયુષ્ય ૧ તીર્યચનું આયુષ્ય ૨ મનુષ્યનું આયુષ્ય ૩ દેવતાનું આયુષ્ય ૪. |

## અસ્યાર્થ.

ख                    ग

પાંચ ઇંદ્રિ સંવરે, તેમજ નવવાડ સહિત વિશુદ્ધ બ્રહ્મચર્ય

| | | |
|---|---|---|
| ૬ નામ કર્મની ૨ | ,, | શુભનામ કર્મને ૧ અશુભનામ કર્મ ૨. |
| ૭ ગોત્ર કર્મની ૨ | ,, | ઉંચ ગોત્ર. ૧ નીચ ગોત્ર ૨. |
| ૮ અંતરાયની ૫ ,, | ,, | દાનાંતરાય ૧ લાભાંતરાય ૨. ભોગાંતરાય ૩ ઉપભોગાંતરાય ૪. વીર્યાંતરાય. ૫ |

**એ આઠ કર્મની પ્રકૃતિ ક્ષય થવાથી આઠ ગુણ પ્રગટે છે.**

---

ख. પાંચ ઇંદ્રિ—શ્રોત્ર, ચક્ષુ, ઘ્રાણ, રસના અને સ્પર્શ એ પાંચને વશ કરે.

ग. નવ બ્રહ્મચર્યની ગુપ્તિ (વાડ)નાં નામઃ—સ્ત્રી પસુપિંડગ (નપુંશક) રહિત સ્થાનક સેવે ( ૧ ) સ્ત્રીની કથા વાર્તા કરે નહિં ( ૨ ) સ્ત્રીની સાથે એક આસને બેસે નહિં ( ૩ ) સ્ત્રીના સ્તન જઘન્યાદિ અંગોપાંગ વિકાર દ્રષ્ટીથી દેખે નહિં (૪) ભીંત પરિચના (પડદાના) આંતરે સ્ત્રી પુરૂષના ક્રિડાના શબ્દ ગીતગાન હાસ્યવિનોદ વિરહ રૂદન ઈત્યાદિ સાંભળે નહિં (૫) પૂર્વે સંસારમાં સ્ત્રીના સાથે કામ ક્રિડા કરી હોયતે યાદ કરે નહિં (૬) હમેશાં સરસ (કામોત્તેજક) આહાર કરે નહિં ( ૭ ) નિઃસાર (નિરસ) આહાર પણ મર્યાદા ઉપરાન્ત કરે નહિં (૮) શરીરની શોભા વિભૂષા ( સુશ્રુષા ) કરે નહિં. ( ૯ )

પાળે, ચાર કષાયને [घ] મુકે, એમ અઢાર ગુણ થયા ॥ ૧ ॥

પાંચ મહાવ્રત [ङ] પાળે, પાંચ આચાર [च] પાળે, પાંચ સુમતી [छ] પાળે અને ત્રણ [५] ગુપ્તિ [ज] ગોપવે, [५] એ છત્રીસ ગુણ સંયુક્ત આચાર્ય હોય તો તે મારા ગુરૂ.

---

घ ક્રોધ, માન, માયા, લોભ.

ङ અહિંસા, સત્ય, દત્ત બ્રહ્મચર્ય, અકિંચન.

च જ્ઞાનાચાર ૧ દર્શનાચાર ૨ ચારિત્રાચાર ૩ તપાચાર ૪ અને વિર્યાચાર ( શક્તિને ફોરવવી. )

छ ઇર્યાસમિતિ ૧ ભાષાસમિતિ ૨ એષણા ( શુદ્ધ આહાર વિગેરે લેવાના બેતાલીશ દોશ પાને ૫૫ થી ૫૮ માં જોઈ લેવા) સમિતિ. ૩ આયાણ-ભંડ-મત્ત-નિખેવણા **સમિતિ** ( આયાણ=ઉઠાવવું. ભંડ=ઉપગરણ. મત્ત=પાત્રાદિક નિખેવણા=મુકવું ) ૪ ઉચ્ચાર પાસવણ-ખેલ-જલ-સંઘાણ પરિઠાવણિયા **સમિતિ** (ઉચ્ચાર= વડીનીત,પાસવણ=લઘુનીત, ખેલ=વમન (મોઢાનો બળખો) જળ= શરીરનો મેલ સંઘાણ=નાસીકાની લીંટ ઇત્યાદિ પરિઠાવણિયા= ક્ષેપવું નાખવું સમિતિ—ભલી મતિ પુર્વક યત્નાથી કરવું ) ૫

ज મન ગુપ્તિ, વચનગુપ્તિ અને કાય ગુપ્તિ (ગુપ્તિ=ગોપવવું.)

# શ્રી ઉપાધ્યાય પરમેષ્ટિના પચીસ ગુણ.

ગાથા

બારસંગ વિહુ બુદ્ધા ચરણ કરણ સજુંઓ
પ્પભાવણા જોગ નિગ્ગો મુવજ્જાએ ગુણં વદે ॥१॥

क ख ग

પશ્યાર્થ ૧૨ અંગના પાઠક, ૧૩-૧૪ ચરણ શીતેરીને કરણ
घ
શીતેરીના ગુણે કરી સંયુકત ૧૫-૨૨ આઠ પ્રભાવના

---

क આચારાંગજી ૧ સુયગડાંગજી ૨ ઠાણુાંગજી ૩ સમવાયાંગજી ૪ ભગવતીજી ૫ જ્ઞાતાધર્મકથાંગજી ૬ ઉપાશકદશાંગજી ૭ અંતગડદશાંગજી ૮ અનુત્તરોવવાઈદશાંગજી ૯ પ્રશ્નવ્યાકરણાંગજી ૧૦ વિપાકાંગદજી ૧૧ અને દૃષ્ટિવાદજી ૧૨

ख ચરણસીતેરીના ૭૦ બોલ

ગાથા.

વયે સમણ્ ધમ્મ સંજમ, વેયાવચ્ચં ચ બંભગુત્તિઓ;
નાણાઈ તીયં તવ કોહો નીગાઈ ચરણંતુ ॥ ૧ ॥

અસ્યાર્થ—૫ પાંચ માહાવત. ૧૦ ૬૦ પ્રકારે શ્રમણ (સાધુનો ધર્મ)

ગાથા.

ખંતી મુત્તિય અજ્જવ મદ્દવ લાઘવ સચ્ચં
સંજમે તવે ચેઈય બંભચેર વાસીય ॥ ૧ ॥

અશ્યાર્થ:—૧ ક્ષાંતિ—ક્ષમા ૨ નિર્લોભતા ૩ આર્જવતા:

घ

વડે જિન માર્ગને દીપાવે ૨૩–૨૫ ત્રણજોગ વસ કરે. એ પચીસ ગુણે કરી સહિત એવા ઉપાધ્યાયને વંદણા તથા

छ ज

બીજા પ્રકારે પચીસ ગુણ સાત નયના જાણ, ચાર નિક્ષેપના

झ

જાણ. ચાર પરિમાણના જાણ. ૧૬મું નિશ્ચય ૧૭મું વ્યવહાર. ૧૮ મું ઉત્સર્ગ. ૧૯ મું અપવાદ. ૨૦ મું કારણ,

ट

૨૧ કાર્ય ૨૨–૨૫ ચાર પ્રમાણ. એ રીતે પચીસ થયા તથા પચીસ ગુણ બીજી રીતે પણ કહેવાય છે તે.

૧૧ અંગ ભણે ને ભણાવે.

૧૨ ઉપાંગ ભણે ને ભણાવે.

એ ૨૩ ત્રેવીસ ને ૨૪ ચરણશીતેરી. ૨૫ કરણશીતેરી.

એ પચીસ ગુણ પણ કહે છે.

---

સરળતા. ૪ માર્દવતા–નિરઅહંકારતા. ૫ લાઘવ–હળવાપણું. ૬ સત્ય. ૭ સંજમ. ૮ તપ ૯ ચેઇય ( જ્ઞાનાભ્યાસ ) અને બ્રહ્મચર્ય ધર્મ.

૧૭ પ્રકારના સંજમઃ—૧ પૃથ્વીકાય સંજમ ૨ અપકાય સંજમ ૩ તેઉકાય સંજમ. ૪ વાયુકાય સંજમ ૫ વનસ્પતિકાય સંજમ ૬ બેઇંદ્રિ સંજમ ૭ તેરિંદ્રિ સંજમ ૮ ચોરેંદ્રિ સંજમ ૯ પંચેંદ્રિ સંજમ

૧૦ અજીવકાય સંજમ ૧૧ પેહા સંજમ ૧૨ ઉપેહા સંજમ ૧૩ પુંજણા સંજમ ૧૪ પરિઠાવણીયા સંજમ ૧૫ મન સંજમ ૧૬ વચન સંજમ, અને ૧૭ કાય સંજમ.

૧૦ પ્રકારના વૈયાવચ—૧ આચાર્ય ૨ ઉપાધ્યાય ૩ તપસ્વી ૪ નવ દિક્ષિત ૫ ગિલાણ ( રોગી ) ૬ સ્થિવર ૭ સ્વધર્મી ૮ કુળ ૯ ગણ ૧૦ સંઘ એ દસની યથાયોગ્ય સેવા ભક્તિ કરવી તેને વૈયાવ્રત કહે છે ૯ નવ બ્રહ્મચર્યની ગુપ્તી પાળે ૩ ત્રણ રત્નત્રય આરાધેઃ—૧ સમ્યગ જ્ઞાન ૨ સમ્યક્ દર્શન અને ૩ સમ્યક્ ચારિત્ર.

૧૨ બાર તપના પ્રકારઃ—૧ અણસણ ૨ ઉણોદરી ૩ ભિક્ષાચારી ૪ રસ પરિત્યાગ ૫ કાયા ક્લેશ ૬ પડિસંલેહણા ૭ પ્રાયશ્ચિત ૮ વિનય ૯ વૈયાવૃત ૧૦ સઝાય ૧૧ ધ્યાન ૧૨ વિઉસગ્ગ ૪ ચાર ક્રોધાદિક કષાયનો નિગ્રહ કરે.

---

## ग કરણ સીત્તેરીના સીત્તેર બોલ

### ગાથા.

**પિંડ વિસોહિ સમિઇ ભાવણા પડિમાય ઇંદિય નિરોહ**
**પડિલેહણા ગુત્તિઓ અભિગ્ગહ ચેવ કરણંતુ. ॥ ૧ ॥**

અસ્યાર્થ—૪ પિંડવિશુદ્ધિના ચાર ભેદ. આહાર પાણી સુખડી સોપારી આદિ પ્રાસુક-નિર્જીવ નિર્દોષ શાસ્ત્રોક્ત વિધિયુક્ત ગ્રહણ કરે. ૧ સુતર ઉંન પ્રમુખના વસ્ત્ર એક સફેદ રંગ માનોપેત ( સાધુને ૭૨ હાથ અને આર્યાને ૯૬ હાથ વસ્ત્રનું પરિમાણ કહેવાય છે ( નિર્દોષ ગ્રહણ કરે ) ૨ કાષ્ટ તુંબ પ્રમુખના પાત્રને યથાવિધિએ ગ્રહણ કરે. ૩ અઢાર પ્રકારનાં નિર્દોષ સ્થાનક માલીક અથવા માલીકના

અનુચરોની ( નોકરો )રજાથી ગ્રહણ કરે, ૪ એ ચાર શુદ્ધિ સદા યથા વિધિએ સાચવે. ૪ પાંચ સમીતી. ૫ બાર ભાવનાનાં નામ ૧૨:— અનિત્ય ભાવના ૧ અશરણ ભાવના ૨ સંસાર ભાવના. ૩ એકત્વ ભાવના. ૪ અન્યત્વ ભાવના ૫ અશુચિ ભાવના. ૬ આશ્રવ ભાવના ૭ સંવર ભાવના ૮ નિર્જરા ભાવના. ૯ લોકસંસ્થાન ભાવના. ૧૦ બોધ દુર્લભ ભાવના ૧૧ અને ધર્મ ભાવના. ૧૨. સાધુની બાર પ્રતિમા-એક માસ સુધિ એક દાત (ધાર) આહારની અને એક દાત પાણીની ૧ બે માસ સુધી બે દાત આહારની અને બે દાત પાણીની. એમ ૩–૪–૫–૬–યાવત્ વધતી વધતી સાતમીમાં સાત માસ સુધી સાત દાત આહારની અને સાત દાત પાણીની લેવે. ૭ સાત દીવસ સુધી ચઉવિહાર એકાંતર અપવાસ કરે. દીવસમાં સૂર્યની આતાપના લેવે, રાતમાં કપડા રહિત ત્રણ પ્રકારનાં આસન કરે ૧ ચિત્તા સુવે. ૨ એક પાસે સુવે. ૩ કાર્યોત્સર્ગ કરી બેઠા રહે. દેવના મનુષ્ય તિર્યંચ-કૃત ઉપસર્ગ સહે ૮ સાત અહો રાત્રી ચૌવીહાર એકાન્તર અપવાસ કરે. દીવસમાં સૂર્યની આતાપના લે. રાતમાં વસ્ત્રરહિત ત્રણ આસન કરે. ૧ દંડાસન ( લાકડાની માફક ઉભા રહે અથવા સુઇ રહે.) ૨ લંગડાસન ( પગની પાનીને ચોટી ધરતીને લગાડવી) કમાનની માફક નમ્યા થકા રહે. ૩ ઉકડુ આસન (બંને ગુડાના વચમાં શીર રાખી રહે.) પૂર્વોક્ત ત્રણ પ્રકારના ઉપસર્ગ સહે ૯ સાત દીવસ સુધી એકા-ન્તર ચૌવીહાર ઉપવાસ કરે. ૧ ગોદાસન ( ગાય દોવાને બેસે તેમ બેસી રહે ) ૨ વીરાસન (વિતરાસન—ખુરશી ઉપર બેસી ખુરસીને કાઢી લે તોપણ તેજ પ્રમાણે અધર રહે) ૩ અંબરવુજ્જાસન. (મસ્તક નીચે અને પગ ઉંચા રાખે) પૂર્વોક્ત ત્રણ પ્રકારના ઉપસર્ગ સહે ૧૦

છઠ કરીને છઠને દહાડે બહાર આઠ પ્રહર સુધી કાઉસગ્ગ કરે. ત્રણ પ્રકારના ઉપસર્ગ સહે. ૧૧, અઠમ કરીને અઠમને દાહાડે માહાકાળ સ્મશાનમાં કાઉસગ્ગ કરે. એક પુદ્ગળ ઉપર દ્રષ્ટી રાખે, પૂર્વોક્ત દેવતા મનુષ્ય તિર્યંચકૃત ઉપસર્ગ થતાં ચળાયમાન થઇ જાય તો ત્રણ અવગુણ નિપજે (૧ ઉન્માદ પામે) ગાંડા થઇ જાય, ૨ ઘણા કાળનો રોગ ઉપજે. ૩ કેવળી પરૂપ્યા ધર્મથી ભ્રષ્ટ થઈ જાય અને પૂર્વોક્ત ઉપસર્ગ ઉપન્યા નિશ્ચલ રહે તો ત્રણ ગુણ નિપજે ૧ અવધિજ્ઞાન, ૨ મન પર્યવ જ્ઞાન, અને ૩ કેવળજ્ઞાનની પ્રાપ્તી થાય ૧૨, ૫ પાંચ ઇંદ્રિને નિરોધે,–૨૫ પચીસ પ્રકારની પડિલેહણા, શરીર આદિને પ્રતિ લેખવા, ૩ ત્રણ ગુપ્તિ ૪ ચાર પ્રકારના અભિગ્રહ;—૧ દ્રવ્યથી ૨ ક્ષેત્રથી ૩ કાળથી અને ૪ ભાવથી.

ઘ પ્રભાવના (ધર્મને દીપાવે ફેલાવે પ્રકટ કરે તે) તેના આઠ પ્રકારઃ–

૧ પ્રાવચની ( પ્રવચન સિદ્ધાન્ત હેતુ ન્યાયે કરીને મંડન કરે ને મિથ્યા શાસ્ત્રોને ન્યાય યુક્તિથી ખંડન કરી જૈન માર્ગને દીપાવે. )

૨ ધર્મકથક ( ધર્મ કથા કહી જૈન માર્ગને દીપાવે. )

૩ નિરાપવાદ ( સત્ય ધર્મવાદ કરી જૈન માર્ગને દીપાવે )

૪ ત્રિકાળજ્ઞ ( સત્યનિમીત્ત ભાખી જૈન માર્ગને દીપાવે. )

૫ તપસ્વી (ઇચ્છાનિરોધ વિકટ તપ કરી જૈન માર્ગને દીપાવે.)

૬ વ્રત ( વીગય ત્યાગ અલ્પ ઉપાધિ માૈન દુઃકર અભિગ્રહ કાયોત્સર્ગ તરૂણપણે ઇંદ્રિયનિગ્રહ ઇત્યાદિ દુઃકર વ્રત ધારણ કરી જૈન માર્ગને દીપાવે )

૭ સર્વ વિદ્યાનો જ્ઞાતા ( ઋધિ—લબ્ધિ આત્માની અત્યંત વિશુદ્ધિના પ્રભાવે આત્મીક અચીંત્ય શક્તિ સંપ્રાપ્ત થાય તે અને સિદ્ધિ આઠ પ્રકારની તેણે કરી જૈન માર્ગને દીપાવે.)
૮ કવી ( કવીતા કરી જૈન માર્ગને દીપાવે. )

घ ૩ ત્રણ યોગ, મન વચન અને કાયાનો નિગ્રહ કરે.

छ ૭ સાત નયના નામ (૧) નૈગમનય (જેની એક ગમ નહિ અનેક ગમ અનેક પ્રણામ અનેક રીતે અનેક માર્ગ કરીને એક વસ્તુ માને. ) (૨) સંગ્રહનય ( જે વસ્તુની સત્તાને ગ્રહણ કરે જેમકે એક નામ લેવાથી સર્વ ગુણ પર્યાય પરિવાર સહિત ગ્રહણ કરે થોડામાં ઘણું સમજે ). (૩) વ્યવહારનય ( વસ્તુને વહેંચી વસ્તુના બાહ્ય ( પ્રત્યક્ષ ) સ્વરૂપને દેખે તેજ ગુણમય, તે વસ્તુને માને પરન્તુ અંતરરંગ પ્રણામોની એને કાંઇ જરૂર નહિં. ( ૪ ) રૂજુસુત્રનય (રૂજુ–સરળ સુત્ર–સુચના—ચિંતવન અર્થાત એના સદા સરળ વિચાર રહે છે. માત્ર વર્તમાનની વાત માને. ) (૫) શબ્દ નય ( જેવા શબ્દ [ નામ ] હોય તેવાજ તેના અર્થ ગ્રહણ કરે ) (૬) સંભિરૂઢનય (શબ્દમાં આરૂઢ થઈ તેના અર્થ કરે મતલબ એક અંસ વસ્તુ કમી હોય તોપણ પૂર્ણ માને) (૭) એવંભુત (જેવાં જેનાં નામ તેવાંજ તેનાં કામ અને પ્રણામ એ ત્રણે સંપુર્ણ હોય તેનેજ વસ્તુ માને. )

ज ૪ ચાર નિક્ષેપનાં નામ:–કોઇ પણ વસ્તુમાં ગુણ અથવા અવગુણનો આરોપણ (સ્થાપન) કરવું તેને નિક્ષેપ કહે છે.

૧ નામ નિક્ષેપ (૨) સ્થાપના નિક્ષેપ (૩) દ્રવ્ય નિક્ષેપ અને (૪) ભાવ નિક્ષેપ.

# શ્રી સાધુ પરમેષ્ઠિના સત્તાવીસ ગુણ.

ગાથા.

પંચ મહવ્વય જુત્તો, પંચેંદિય સંવરણો;
ચઉવિહ કસાય મુક્કો, તઉસમા ધારણિયાઃ
તિઉ રુચ્ચ સંપન્ન, તિઉ ખંતિ સવ્વેગરઉ,
વેયણા મચ્ચુ ભય ગયં સાહુ ગુણ સત્ત વિસં.

અશ્યાર્થ—૫) પાંચ મહા વ્રત (૨૫ ભાવના સહિત)

(૫) પાંચ ઇંદ્રિઓના ૨૩ વિષયોને જીતે.
(૪) ચાર ક્રોધાદિક કષાયથી નિવર્ત્તે.
(૧) મનસમાધારણિય (પાપથી મન નિવર્તાવીને ધર્મ માર્ગમાં પ્રવર્તાવે.)
(૧) વય સમાધારણિય (વચન કાર્યે ઉપને નિર્દોષ બોલે)
(૧) કાય સમાધારણિય (કાયાની ચપળતા રોકે.)
(૧) ભાવ સચ્ચે (અંતઃકરણની પ્રણામાની ધારા સદા નિર્મળ શુભ વર્ધમાન ધર્મધ્યાન, શુકલ ધ્યાન યુક્ત વર્તાવે.

---

छ ૪ ચાર પરિમાણનાં નામ-(૧) દ્રવ્ય પરિમાણ (૨) ક્ષેત્ર પરિમાણ (૩) કાળ પરિમાણ અને (૪) ભાવ પરિમાણ.

ट ૪ ચાર પ્રમાણનાં નામ (૧) પ્રત્યક્ષ પ્રમાણ (૨) અનુમાન પ્રમાણ (૩) ઓપમા પ્રમાણ અને (૪) આગમ પ્રમાણ.

(૧) કરણ સચ્ચે (પૂર્વોકત કરણ સીત્તેરીના સીતેર ગુણ યુકત તથા સાધુને ક્રિયા કરવાની વિધિ શાસ્ત્રમાં ફરમાવી છે તેવી સદા યોગ્ય વખતમાં કરે)

(૧) જોગ સચ્ચે (મન વચન ને કાયયાના જોગની સત્યતા સરળતા રાખે.)

(૩) સંપન્નતિઉ સાધુ ત્રણ વસ્તુ સંપન્ન છે.

૧જ્ઞાન સંપન્ન ૨ દર્શન સંપન્ન. ૩ ચારિત્ર સંપન્ન

(૧) ખંતી ક્ષમાવત

(૧) સંવેગરઉ (સદા વૈરાગ્યવંત રહે.)

(૧) વેદની સમ અહિયા સણિયાએ (વેદની ક્ષુધાદિક બાવિસ પરિસહ ઉતૂપન્ન થાય તો સમ પ્રણામે સહન કરે).

(૧) મર્ણાંતિય સમ અહિયા સણિયાએ મર્ણાંતિક કષ્ટ તથા મરણથી ડરે નહિ પરંતુ સમાધિમરણ કરે.

---

એવી રીતે સર્વ મળીને ૧૦૮ ગુણ શ્રી પરમેષ્ટિજીના જાણવા. એવા હેતુથી શ્રી નૌકાર વાળીના ૧૦૮ મણકા રાખવામાં આવેલ છે સુમેરની જગ્યાએ શ્રી સમ્યક્ દર્શન જાણવું. ત્રણ મણકા રાખવામાં આવ્યા છે તે સુદેવ, સુગુરૂ અને સુધર્મ એ ત્રણ તત્વ જાણવાં.

એ સંક્ષેપરૂપ ફક્ત નામ માત્ર લખાવ્યાં છે. જો વિશેષ વિસ્તાર કરવામાં આવે તો ચૌદ પૂર્વકના સારભૂત શ્રી પરમેષ્ટિ મંત્રને શ્રી પરમાગમોમાં પરમ પુરૂષોએ વર્ણન કર્યાં છે તેથી અમારા સરીખા અલ્પજ્ઞથી સંપૂર્ણ વર્ણન થઈ શકે નહિં.

# બત્રીશ સિદ્ધાંતના નામ.

| ૧૧ અંગનાં નામ | ૧૨ ઉપાંગનાં નામ. |
|---|---|
| ૧ આચારાંગજી. | ૧ ઉવવાઇજી |
| ૨ સુયગડાંગજી. | ૨ રાયપસેણીજી. |
| ૩ ઠાણાંગજી. | ૩ જીવાભિગમજી. |
| ૪ સમવાયાંગજી. | ૪ પન્નવણાજી. |
| ૫ ભગવતીજી (વિવાહપન્નતિ) | ૫ જંબુદ્વીપ પન્નંતી. |
| ૬ જ્ઞાતાજી. (જ્ઞાતાધર્મકથા) | ૬ ચંદપન્નંતી. |
| ૭ ઉપાસકદશાજી. | ૭ સુર્યપન્નંતી. |
| ૮ અંતગડજી. | ૮ નિરયાવલિકા. |
| ૯ અનુતરોવવાઇજી. | ૯ કલ્પવતંસક. |
| ૧૦ પ્રસ્નવ્યાકરણજી. | ૧૦ પુપ્ફિયા. |
| ૧૧ વીપાકજી. | ૧૧ પુપ્ફચુલીયા. |
| | ૧૨ વન્હિદશા. |

| ૪ મુળ સૂત્ર. | ૪ છેદ સૂત્ર. | ૧૧ અંગ. |
|---|---|---|
| ૧ દશ વૈકાલીક. | ૧ દશા શ્રુતસ્કંધ. | ૧૨ ઉપાંગ. |
| ૨ ઉતરાધ્યયન. | ૨ નિસીથ. | ૪ મુલ સૂત્ર. |
| ૩ નંદીજી. | ૩ વ્યવહાર. | ૪ છેદ સૂત્ર. |
| ૪ અનુજોગદ્વાર | ૪ બૃહત્કલ્પ | ૩૧ |

૩૨ મો. આવશ્યક.

**એ બત્રીસ સૂત્ર હાલ છે.**

## પચ્ચીસ પ્રકારનું મિથ્યાત્વ.

૧ **અભિગ્રહિક**—ખરા ખોટાંની ખબર વગર ખોટાને પકડી રાખે. અથવા સંસાર ભ્રમણ હેતુને ધર્મ બુદ્ધિએ ગ્રહણ કરી તેને જ સાર રૂપ માને તે.

૨ **અણાભિગ્રહિક**—જગતના સર્વ દેવો અને સર્વ ગુરૂઓને માને અથવા સર્વ દર્શન રૂડાં છે, સર્વને વાંદીયે એવી બુદ્ધિ.

૩ **અભિનિવેસિક**—જિન માર્ગ જાણ્યા છતાં કુમતિ કદાગ્રહના વશથી જૂઠ ઉપદેશ-પરૂપણા કરે તે (સંસાર વર્દ્ધક).

૪ **સાંશયિક**—જિન વચન સાંભળી શંકા આણે જે આ કેમ હશે? આ સાચું કે આ? કયો ધર્મ સાચો?

૫ **અણાભોગિક**—જેમાં બિલકુલ જાણવાની શકિત નથી એવા એકેંદ્રિય, વગલેંદ્રિય અને સમૂચ્છિંમાદિકને હોય.

૬ **લોકિક**—કુદેવ, કુગુરૂ અને કુધર્મને સાચા કરી માને તે.

૭ **લોકોત્તર**—સુદેવ, સુગુરૂ અને સુધર્મને વિષયાદિકની લાલસાથી, કામણ ટુમણ વશિકરણ માટે અથવા ફલની ઇચ્છાથી શંકાદિક રાખતો થકો માને પૂજે સેવે તે.

૮ **કુપરા વચનનું**—ત્રણસેં ત્રેસઠ પાખંડીના મતને માને તે.

૯ **અજીવને જીવ સરદહે.**

૧૦ **જીવને અજીવ સરદહે.**

૧૧ **સાધુને કુસાધુ સરદહે**—માને.

૧૨ કુસાધુને સાધુ માને.

૧૩ જિનમાર્ગને અન્યમાર્ગ કહે.

૧૪ અન્યમાર્ગને જિનમાર્ગ કહે.

૧૫-૧૬ ધર્મને અધર્મ અને અધર્મને ધર્મ માને.

૧૭ આઠ કર્મથી મુકાણા તેને નથી મુકાણા સરદહે.

૧૮ આઠ કર્મથી નથી મુકાણા તેને મુકાણા સરદહે

૧૯ જિન માર્ગથી ઓછું પરૂપે તે મિથ્યાત્વ.

૨૦ જિન માર્ગથી અધિકું પરૂપે તે ,,

૨૧ જિન માર્ગથી વિપરીત પરૂપે તે ,,

૨૨ અવિનય મિથ્યાત્વ.

૨૩ અક્રિયા ,,

૨૪ અજ્ઞાન ,,

૨૫ અશાતના ,,

એ પચ્ચીસ પ્રકારનું મિથ્યાત્વ સેવ્યું હોય સેવરાવ્યું હોય સેવતાં પ્રત્યે અનુમોદ્યુ, ( રૂડું જાણ્યું ) હોયતો તસ્સમિચ્છામિ દુક્કડં તે પાપ નિષ્ફળ થાઓ.



| | |
|---|---|
| ૧ ઉચ્ચારે સુવા | વડી નીતમાં ઉપજે. |
| ૨ પાસ વણે સુવા | લઘુનીતમાં ,, |
| ૩ ખેમે સુવા | ખળખામાં ,, |
| ૪ સંઘાણે સુવા | લીંટમાં ,, |
| ૫ વંતે સુવા | વમનમાં ,, |
| ૬ પિત્તે સુવા | પીતોડામાં ,, |
| ૭ પુએ સુવા | પરૂમાં ,, |
| ૮ સોણીએ સુવા | રૂધિરમાં ,, |
| ૯ સુક્કે સુવા | વીર્યમાં ,, |
| ૧૦ સુક્કપોગ્ગલ પરિસાડીએ સુવા | વીર્યના પુદ્ગલ સુકાએલ ભીના થાય તેમાં ઉપજે તે. |
| ૧૧ વિગય જીવ કલેવરે સુવા | જીવ ગયા પછી રહેલા કલેવરમાં ઉપજે તે. |
| ૧૨ ઇત્થી પુરૂષ સંયોગે સુવા | સ્ત્રી પુરૂષના સંયોગથી ઉપજે. |
| ૧૩ નગર નિદ્ધમણે સુવા | નગર માંહેલી ખાળમાં ઉપજે. |
| ૧૪ સવ્વ અસુઇ ઠાણે સુવા | બધાં ગંદકીના ઠેકાણામાં ઉપજે. |

એ ચૌદ સ્થાનકના જીવની વિરાધના થઇ હોય તો મિચ્છામી દુક્કડં.

